# DEDICATION.

This little book, which inspired by her writings, has been produced at her own wish, is dedicated to Mrs. Mc'Clelland of Jámnagar, Káthiáwád, as a token of sincere esteem and in gratitude for many encouragements received in literary work, by her friend,

*Bhávnagar,*
*27th October 1891.*

GANPATRAM ANUPRAM,
Trawádi.

# અર્પણ-પત્ર.

કાઠિયાવાડ ઈલાકે જામનગરનાં મિસિસ
માકલેલાંડે મારાં પુસ્તકો પ્રગટ કરવામાં મને
અનેક રીતે ઉત્તેજન આપ્યું છે તથા
તેમને વિષે મારા મનમાં જે ઉચ્ચ
ગણના છે, તેની નિશાની તરીકે
આ નાનો ગ્રંથ એ બાઈનાજ
સાક્ષર શ્રમથી પ્રેરાઈને
તેમની ઈચ્છાનુસાર
રચ્યો છે, તે તેમ-
નેજ અર્પણ
કરૂં છું.

મુ૦ ભાવનગર. તા. ૨૭-૧૦-૯૧ } ગણપતરામ અનુપરામ ત્રવાડી.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# PREFACE.

All those interested in Schools know w
how few children stay to study the 5th and 6
standards. These children, therefore, leave sch
without having learnt the Geography of Euro
at all. Most of them, however, can read fai
well and would enjoy any book, which, in ve
simple words, would convey to them some id
of the great countries which lie across the "K
Páni"—countries which they can never hope
see, yet one of which, England has so much
fluence on their lives.

Mr. Ganpatrám Anuprám Trawádi the
fore hopes that in preparing this little book,
will be supplying a great want among the bo
and girls of this Presidency.

The book is simple—almost childish in
simplicity, but it is neither silly, nor I hope,
accurate in its facts. Those, who have work
among half-educated people, know how absolut
needful extreme simplicity is, if you wish to c
vey any new ideas to their minds. There
many such books in England for the pleas
and use of children. One of these, 'Near Ho
has been taken as a model for this book, but

been drawn from all sorts of sources, both new and old, as 'Near Home' is not at all suited to Indian children. To make it easy for young raeders, names have been avoided as far as possible in such a book and dates, when needful, put always in foot-notes. .

Mr. Ganpatrám Anuprám Trawádi has taken infinite pains to make the book as nice as possible. Each part has been read aloud to a party of young people before being finally copied out, to make sure it was easily understood and also interesting to them. It is sincerely hoped that Mr. Trawádi's labour may be rewarded as it deserves and that the book may become a favourite with all.

*Jamnagar,*
*January 1892.* } B. H. McCLELLAND.



# પ્રસ્તાવના.

જેઓ નિશાળોના કામકાજમાં દિલ દેછે, તેમને સારી પેઠે ખબર છે કે થોડાંજ છોકરાં પાંચમા અને છઠ્ઠા ધોરણ સુધી રહેછે; તેથી આવાં છોકરાં યુરૂપની ભુગોળ-વિદ્યા કાંઈ પણ જાણ્યા વિના નિશાળ છોડી જાયછે. ખરી વાત છે કે, એ છોકરાંઓને લખવા વાંચવાનું જ્ઞાન તો ખાસું બેશ હોયછે; તેથી જો એકાદું પુસ્તક ઘણી સાદી ઇબારતમાં લખવામાં આવ્યું હોય, અને તેમાં દરિયાપારના દેશોની—કાળું પાણી ઓળંગીને જે મોટા દેશોમાં જવાયછે, તેની કેટલીએક હકીકત આપી હોય, તો તે છોકરાંઓ મઝેથી વાંચશે, એમ ધારવામાં આવેછે. આ નાની ચોપડીનાં નાનકડાં વાંચનારાંઓને તેમની આખી ઉમરમાં એ દેશોનાં દર્શન થવાની કદી પણ આશા નથી, તોપણ તેમાંનો એક ઇંગ્લાંડ નામનો દેશ તો તેમની બધાંની જીંદગી ઉપર જોરાવર અસર કર્યા કરેછે, એ સર્વેના જાણવામાં હોવું જોઇએ.

એ કારણોથી મી. ગણપતરામ અનુપરામ ત્રવાડીએ આ લઘુ ગ્રંથ તૈયાર કર્યો છે અને તે એવી ઉમેદ રાખેછે કે, આ ઈલાકાના છોકરા તથા છોકરીઓને આ પુસ્તકથી એક મોટી ખોટ પૂરી પડશે.

આ ચોપડીની ભાષા સાદી છે; તે એટલી તો સાદી અને સહેલી છે કે, તે નાનાં છોકરાંની બોલી કહીએ, તોપણ ચાલે; તેમ છતાં, તે છેક એવી સરળ કરી નાખી નથી કે તે હલકી અગર તોછડી ગણાય; તેમજ એમાં જે જે બાબતોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેની બારીકી વિષે કાંઈ વાંધો લાવવા જેવું નથી, એમ મને લાગેછે. અર્ધ—કેળવાએલા લોકોમાં જેમણે કામ કરેલું છે, તેમને તો માલમ હશે કે એવાં માણસો આગળ કોઈ નવા વિચાર દર્શાવવા હોય, ત્યારે જેમ બને તેમ સાદી અને સમજાય તેવી બોલીમાં વાત કરવાની અત્યંત જરૂર છે. આવી જાતનાં પુસ્તકો ઇંગ્લાંડમાં તો ઘણાં છે; તેથી છોકરાંઓને ગમત સાથે જ્ઞાન મળેછે. એવા એક 'નિયર-હોમ' નામના અંગરેજી પુસ્તકના નમુના ઉપર આ ગ્રંથની ગૂંથણી કરી છે;

પણ આ 'વિગળેના દેશોની વાતો' માં જે બીના સમાવવામાં આ-
વી છે, તે નવાં જૂનાં અનેક સાધનોમાંથી લેવામાં આવી છે; કેમકે
'નિયર-હોમ' અથવા 'ઘર આંગણાના દેશોની વાતો'નું પુસ્તક,
આ દેશનાં છોકરાંને કોઈ પણ રીતે બંધ બેસતું આવે એમ નથી.
નાનાં બાળકોને વાંચવું-સમજવું સહેલું પડે માટે આ ચોપડીમાં
જેમ બને તેમ વિશેષ નામો થોડાં આવે, એવી સંભાળ રાખવામાં
આવી છે; અને જ્યાં વરસ જણાવવાની ખરેખરી જરૂર જણાય છે,
ત્યાં ચાલતા વિષયમાં તે સાલના આંકડા મૂકીને છોકરાંને ગુંચવણમાં
નાખવાના કરતાં, તેવો જરૂરનો સન તે પૃષ્ઠની હેઠે જૂદડી કરીને
જણાવ્યો છે.

રાજ્ય શ્રી ગણપતરામ અનુપરામ ત્રવાડીએ આ ગ્રંથને જેમ
બને તેમ સરસ કરવાને બેહદ મહેનત લીધી છે. દરેક દેશ જેમ તૈ-
યાર થતો ગયો, તેમ તે છોકરાંઓના વર્ગ આગળ પ્રથમ વાંચી બ-
તાવવામાં આવ્યો છે. ત્યાં તે સર્વેને સરળતાથી સમજવામાં આવ્યો છે
અને તે સાંભળવામાં બધાંને રસ પડેછે, તેમ નક્કી થયા પછી છેવ-
ટને માટે સુધારો વધારો કરીને તેની નકલ કરી લેવામાં આવી છે.
અંતઃકરણથી ઉમેદ રાખવામાં આવેછે કે રાજ્ય શ્રી ગણપતરામ
અનુપરામ ત્રવાડીને તેમના શ્રમનો ઘટારત રીતનો બદલો મળશે અ-
ને આ ચોપડી સઘળા બાળમંડળમાં એક રમુજી વહાલો સોબતી
થઈ પડશે.

જામનગર. — ઓ. એચ. માકલેલાંડ.
જાન્યુઆરી ૧૮૯૨



# દરિયા પારના દેશોની વાતો

અથવા

## યૂરપખંડનું વર્ણન.

---

### પ્રસ્તાવિક પ્રકરણ.

યૂરપખંડની ભૂગોળ-વિદ્યા સંબંધી તમને કાંઇક જ્ઞાન આપવાના હેતુથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. ભૂગોળ એટલે શું, તે તમે જાણોછો? ભૂ એટલે પૃથ્વી; પૃથ્વીના ગોળા વિષેનું અને પૃથ્વી ઉપર શું શું છે, તેનું વર્ણન તે ભૂગોળ. તમારા મનમાં કદાચ એમ આવશે કે, પૃથ્વીના ભાગમાં—જે દેશમાં મારો જન્મ થયો છે, તેની મને ખબર છે, અને તે મૂકીને મારે કંઈ જવું નથી, તો પછી મારે પરદેશની વાતો જાણવાથી શો લાભ છે? એના જવાબમાં મારે તમને એ કહેવાનું કે, તમે જેમ જેમ મોટા થતા જશો, તેમ તેમ તમારા સમજવામાં આવશે કે, જૂદા જૂદા દેશોની હકીકત જાણવાથી તે ઘણી કામની થઇ પડેછે; અને વળી તે જાણવામાં ઘણી ગમત પણ પડેછે એ તો જે જંગલી લોકો છે, તેઓજ માત્ર પોતાના વતનની વાતો જાણીને ઘર-કૂકડાની પેઠે બેસી રહેછે. એવા લોકો તો માત્ર પોતાના દેશમાં જે ચીજ મળે, તેટલાથીજ ચલાવી લેછે; પણ આપણે કંઇ જંગલી નથી, અને તેથી દુનિયાના જૂદા જૂદા ભાગોમાંથી હજારો તરેહની ચીજો આપણે ત્યાં હમેશાં આવેછે અને તે આપણે વાપરીએ છીએ. આપણે ઉનના ગરમ કપડા અને છીંટ પહેરીએ, છીએ, સોય અને દોરાથી શીવીએ છીએ; એ બધો માલ આપણા દેશમાં યૂરપ આવેછે. આપણે રાત્રે કેરોસાઇન તેલના દવા અને ચીમનીઓ બાળીએ છીએ; એ તેલ અમેરિકાથી અહીં આવેછે ત્યાં તે જમીનની તળેથી મળી આવેછે. વળી આપણા બૈરા હાથી-દાંતના ચૂડા અને ચૂડીઓ પહેરેછે. એ હાથી-

દાંત આફ્રિકામાંથી અહીં આવેછે. એ અને એવી ઘણી ચીજો, જે વાડે ચાહ અને બુંદ આપણે વાપરીએ છીએ, તેમાંનું કાંઈ આ મુલકમાં* થતું નથી; તેથી હવે તમારા ધ્યાનમાં આવશે કે આપણે પરદેશની ઘણી ચીજો વાપરીએ છીએ, અને તેથી હું ધારૂંછું કે દુનિયાના બધા દેશો વિષે તમારે કાંઈ કાંઈ પણ જાણવાની મમતા રાખવી જોઈએ.

આ નાની ચોપડીમાં તો તમને ફક્ત યૂરપ વિષે કાંઇક કહેવાનો વિચાર છે. યૂરપ શું છે? એ એક ખંડ છે. ખંડ એટલે શું? ખંડ એટલે જમીનનો એક મોટો ભાગ. તેમાં ઘણા દેશ આવેલા હોયછે. એક બીજાની વચમાં દરિયો આવી જવાથી કેટલાએક જુદા પડેછે. વળી બીજા કેટલાએકની વચ્ચે નદીઓ આડી આવી ગઇ છે; અને બીજા કેટલાએકની આડે ડુંગરો આવવાથી બીજા દેશોથી જુદા પડ્યા છે; પણ કેટલાએકની વચ્ચે તો કાંઇ આવેલું નથી; તેથી એક દેશ મૂકીને બીજા દેશમાં આપણે જતાં હોઇએ, તો એકનો સીમાડો કયાં પૂરો થયો અને બીજાનો કયાંથી શરૂ થયો, તે પણ જણાતું નથી। બધા દેશ એક બીજાથી જુદા પડેછે. દેશ દેશના લોકો જુદી જુદી બોલીઓ બોલેછે, જુદાં જુદા પહેરવેશ પહેરેછે, જુદા જુદા ખોરાક ખાયછે, જુદા જુદા ધર્મ પાળેછે અને જુદી જુદી રીતે રાજ્ય વહીવટ ચલાવે છે કેટલાએક દેશો ઉપર રાણી રાજ્ય કરેછે, જેમકે ઇંગ્લાંડ. કેટલાએક ઉપર રાજા રાજ્ય કરેછે, અને કેટલાએક દેશોમાં લોકો પોતા ઉપર રાજ્ય ચલાવવાને દેશમાંથી કોઈ એકને પસંદ કરીને નીમેછે. આવી જાતના રાજ્યને પ્રજાસત્તાક રાજ્ય કહેછે. આ ગ્રંથના આરંભમાં જે નકશો મૂક્યો છે, તે યૂરપનો છે, તમે જેમ જેમ એકેક દેશનું વર્ણન વાંચના જશો, તેમ તેમ તે દેશ આ નકશામાં જોવાથી તમારા સમજવામાં વધારે આવતું જશે.

---

* ગૂજરાત અને કાઠિયાવાડ.

## વિવિધ વિષયો.

છોકરા, પેલા પાંજરામાં પખીઓ છે, તે જુઓ તો વારૂ.
સૌથી મોટુ ગીધ છે, તે હંગરીનુ વતની છે.
તેનાથી નાનુ ગરૂડ છે, તે સ્વીડનનુ વતની છે,
તેનાથી નાનું બાજ છે, તે આઈસ્લાંડનુ વતની છે.
સૌથી નાનુ શિગવાળુ ઘુવડ છે, તે ગ્રીસનુ વતની છે

---

ગીધને ઘણે છેટેથી જેવી વાસ આવેછે, તેવી બીજા પક્ષિને નથી આવતી.

ગરૂડ ઘણે છેટેથી જેવુ જોઈ શકેછે, તેમ બીજા પખી જોઈ શકતા નથી.

ઘુવડ ઘણે છેટેથી જેવું સાંભળી શકેછે, તેમ બીજાં પંખી સાંભળી શકતા નથી.

---

ગીધ અને ગરૂડ ઘણાં કદરૂપા છે, પણ ગરૂડ અને બાજ ઘણા રૂપાળા છે.

ગીધ મુએલા જનાવરને ખાયછે અને ગરૂડ જીવતાને પકડીને ખાયછે; તેથી ગીધની ગતિ ધીમી છે, પણ ગરૂડ તેના શિકાર પાછળ ઝપાટાબધ ઉડેછે.

ગરૂડ હેળવ્યુ હળતુ નથી; પણ બાજ હળી જાયછે અને બીજા પખીને તે પકડી આપેછે

ગરૂડનો માળો ઉંચે ડુંગરપર હોયછે અને ઘુવડનો નીચે હોયછે, કેમકે ગરૂડ સૂરજનુ તેજ ખમી શકેછે અને દિવસે શિકાર કરેછે.

ઘુવડથી સૂરજનુ તેજ ખમાતુ નથી; તે તો રાત્રે શિકાર કરવાને નીકળેછે.

---

છોકરા, આનો હવે આપણે પેલા તબેલામા જઇને જોઇએ.

એક મોટો ઘોડો, અને એક ઘણો નાનો ટટ્ટુ, એક ઘણુ સ-ન્દર અને એક મોટો કુતરો તેમા બાંધેલા છે.

પેલો ગાડે જોડવાનો ઘોડો બેલ્જિયમથી આણેલો છે.
પેલો છોકરાને ચઢવાનો નાનો ખટ વેલ્સમાથી આવ્યો છે.
પેલો સવારીનો મોટો ગધેડો સ્પેઇનમાથી મગાવેલો છે.
પેલો વરૂને મારનારો કૂતરો આયર્લાંડમાથી આણ્યો છે.

---

હવે ચાલો પેલા બાગમાં ત્યા પથ્થરનું એક નાનું ઘર બાંધેલુ છે. તેમાં બે જંગલી જનાવરોને રાખ્યા છે. તેઓ બહુ બેડોળ ઘાટના છે અને સ્વભાવે ક્રૂર છે. તેમને ઠંડા દેશમાથી આણેલા છે, તેથી તેમને આવી ઠંડી જગામા રાખ્યા છે

પેલું કાળું રીંછ છે, તેને લાપ્લાંડમાથી લઈ આવ્યા છે.

બીજુ વરૂ છે, તે રશિયામાથી આવ્યુ છે.

તેમને નાનપણથી હેળવ્યા હોય, તો હળેછે, પણ તેમના ઉપર ભરોસો રખાય નહીં તેમની સુંઘવાની ઇંદ્રી બહુ તેજદાર છે. તેમા રીંછની સુંઘવાની ઇંદ્રી તો બધા કરતા સરસ છે. એ બંને પ્રાણિઓ માંસાહારી છે; પણ રીંછ તો ભાજીપાનો પણ ખાયછે અને ઘુમરાળા જેવા દેખાયછે અને તેમને એકલા રહેવુ ગમેછે.

છોકરા, આ બે ઉંચા પક્ષિઓ તો જુઓ. તે બંને ઘણી વાતે મળતા છે. તેમની ડોક ઘણી લાંબી છે, પગ પણ બહુ લાંબા હોય છે અને ચાંચ પણ તેવીજ લાંબી છે; પણ તેઓ કાંઈ બધી વાતે મળતા નથી. હૉલાંડમાથી બગલુ આણ્યુ છે, તે તો ધોળા રંગનું છે, અને નૉર્વેથી કુંજ આવી છે, તેનો રંગ ઝાંખો કાળો છે. બીજો ભેદ એ છે કે, બગલુ બોલતું નથી પણ કુંજ તો ભારે કકળાટ કરી મૂકેછે જાણે રણશિંગુંજ જોઈ લેવુ. વળી ત્રીજો તફાવત એ છે કે, કુંજને દાણા નાખીએ, તો તે ખાયછે, પણ બગલુ તો દેડકાનું ભારે સવાદીઉ છે શિયાળો આવેછે, ત્યારે ઠંડા મુલકમાથી તેઓ ગરમ દેશમા જાયછે.

છોકરા, જુઓ હવે આપણે ઘરની નજીક જઇએ છીએ જુઓ ત્રણ કૂતરા બારણા પાસે રમતા દેખાયછે તેઓ ત્રણે એક બીજાથી જૂદા છે. જોતા વારજ આપણને એમ લાગે કે તેઓ ત્ય

જૂદી જાતના છે. એક કદે ઘણો મોટો છે, બીજો ઘણો બેડોળ છે અને ત્રીજો ઘણો નાનો અને રૂપાળો છે. પણ એ ત્રણેમાંથી પેલો બેડોળ દેખાયછે, તેજ સૌથી સરસ અને સૌથી હોશિયાર છે એ ભરવાડનો કૂતરો કહેવાયછે. એ સ્કૉટલાંડની દક્ષિણમાથી આવ્યો છે. આ ડુંગરમા ભરવાડના ઘેટાના મોટા ટોળા ચરેછે, તેમની એ કૂતરો ચોકી કરેછે પેલો મોટો કૂતરો આયર્લાંડનો વતની છે, અને તે વરૂનો દુશ્મન છે તે એક ટટ્ટુ જેટલો ઉંચો દેખાયછે. તેમણે એ દેશમા વરૂ માત્રનો ઘાણ વાળી નાખ્યો છે. પેલો સુંદર નાનો કૂતરો માલ્ટા બેટમાથી આવ્યો છે તેને માહેમ લોકોની મડમો પોતાના ખોળામા રાખેછે; પણ સૌથી સુખી તો ભરવાડનો કૂતરો, કેમકે તે તેના મનમા જાણેછે કે હું મારા ધણીને કામનો છુ. એ કૂતરો ભરવાડને કેટલો ઉપયોગી છે, તે નીચેની વાત ઉપરથી તમારા જાણવામા આવશે.

## ભરવાડી કૂતરાની વાત.

એક ભરવાડ પોતાના દીકરાને તથા કૂતરાને લઇને બહાર ગયો. છોકરો માત્ર ત્રણ વરસનો હતો એ એકનો રમતો હતો અને ભરવાડ તેના ઘેટાની ચોકી કરતો હતો, એટલામા એકદમ ભારે ધૂમસ વરસવા માડ્યુ, અને તે બાપડા ભરવાડને તેનો છોકરો જડ્યો નહીં. તેણે મનમા આશા બાધી કે છોકરો ઘેર જતો રહ્યો હશે, પણ ઘેર જઇને પોતાની બાઈડીને પૂછ્યુ, ત્યારે તો તે નિરાશ થઇ ગયો. છોકરો ત્યા આવ્યો નહતો. મામાપે ઘણીએ ખોળ કરી પણ છોકરો હાથ લાગ્યો નહીં.

બીજે દહાડે સવારે રોજના ધારા પ્રમાણે તેમણે પોતાના કૂતરાને ખાવાને કટકો રોટલો આપ્યો તે જેવો કૂતરાએ દીઠો કે તરત-જ મ્હોમા લઇને તે નાસી ગયો. ત્રીજે દહાડે પણ કૂતરાએ તેમજ કર્યું. ચોથે દહાડે તે ભરવાડે મન સાથે વિચાર કર્યો કે, ચાલો હુ આજ જઇને જોઉં તો ખરો કે એ કૂતરો રોટલાને રોજ ક્યા લઈ જાયછે અને તેનુ શુ કરેછે તે તેની પાછળ પાછળ ઘણા ઉચા અને સીધા ટેકરા ચડઉતર કરીને પાણીના એક ધોધ પાસે ગયો ભરવાડ ખા-

પડે એક ટેકરી ઉપરથી બીજી ઉપર અને બીજીથી ત્રીજી ઉપર, એમ ખડકે ઉપર ઠેકડા મારતો મારતો છેવટે એક પાણીના ધોધ પાસે આવ્યો. તે ઘૂ ઘૂ કરી રહેલા ધોધની બીજી બાજુએ ખડકના એક નાના કોતરમાં તેણે પોતાના નાના છોકરાને રોટલાનો કટકો ખાતાં દીઠો; અને પોતાના નાનકડા ધણીની પાસે પેલો કૂતરો પડ્યો પડ્યો હેત અને હરખથી તેને નીહાળતો હતો. આહા, પેલો ભરવાડ પોતાના દીકરાને દેખીને કેવો રાજી થયો હશે ! એ બિચારો કૂતરો બે દિવસ સુધી એ પ્રમાણે સવારનો નાસ્તો ખાધા વગર ભૂખ્યો રહ્યો હતો. પેલો નાનો છોકરો એ વહેળાને ઓળંગવાને ડરતો હતો અને ઘેર શી રીતે જવું, તે તેને સૂઝતું નહીં, તેથી તે ગુફામાંજ રહ્યો હતો. આ નિમકહલાલ કૂતરાએ આવી રીતે તેની સંભાળ ન લીધી હોત, તો એ બાપડો છોકરો ભૂખે મરી જાત. આ ભરવાડી કૂતરા ના વાળ જાડા ખડબચડા હોયછે; તેનું પૂછડું ટુંકું છે, અને કાન ચોંટેલા જેવા દેખાયછે; એવો એ કદરૂપો છે, પણ તે કેવો ભલો અને ચાહવાલાયક છે, તે ઉપર લખેલી વાત ઉપરથી સમજાશે. આલ્હાદના નાના કૂતરાને ખાલી શોભાને માટે ખોળામાં બેસાડી મૂકવા કરતાં આ કૂતરા વધારે પસંદ કરવા જોગ છે.

છોકરાં, ચાલો હવે આપણે રસોડામાં નજર કરીએ. ત્યાં એક નાનું સરખું જનાવર નજરે પડશે. તે સસલા જેવું છે, પણ તે સસલું નથી; તેમજ ખીસકોલીની પેઠે તે પાછલા પગ ઉપર બેસેછે, પણ તે ખીસકોલી નથી. તેને આર્મોટ કહેછે. તેને સ્વિટ્ઝર્લાંડના પહાડમાંથી આણ્યું છે. તેને ડુંગરનો ઉંદર કે કોળ કહીએ તો ચાલે. તે ડુંગરમાં દર કરીને રહેછે. તે દરમાં લીલ અને ખડ પાથરીને તેને તે સુવાળું કરેછે. તેના દાંત એવા ધારાળા હોયછે કે તે વતી તે ખડ કાપેછે; પછી તેને દાંત વચ્ચે રાખીને લઈ આવેછે. તે સ્વભાવે બહુ સારૂં છે, પણ તે કૂતરાને જોઇને બહુ બીજાયછે અને તેના ઉપર ધસેછે. તેને જે આપીએ, તે તે ખાયછે; પણ દૂધને દેખીને તો તે ઘેલું ગાંડું બની જાયછે. તેને રસોડામાં તાપ આગળ રહેવું બહુ ગમે છે, કેમકે તેનાથી ટાઢ વેઠાતી નથી.

વેલ્સમાં રોટલી, પનીર, ડુંગળી અને દૂધ.

. આયર્લાંડમા રોટલી, બટાટા, ગોસ્ત, આલુ, દૂધ અને દારૂ.

ફ્રાન્સમા શાકભાજી, મેવો, ઘઉની રોટલી સુંદ અને દારૂ.

નૉર્વે તથા સ્વીડનમા એમાનુ કાઈ નહીં, પણ માછલા, આથેલુ ગોસ્ત, સ્ટ્રૉબેરી જાતના ફળ, દૂધ, દારૂ અને પાણી.

લાપલાંડમા રોટના, હરણ તથા રીછનુ ગોસ્ત, માછલા, જંગલના પંખેરૂ, ઇડા, રેણ અથવા રેઈન્ડીયરના લોહીમા રાધેલુ પુડિંગ, દૂધ, દારૂ અને પાણી

સ્પેઇનમા નધી જાતના ફળ, શાકભાજી અને માસ.

પોર્ટુગલમા મકાઇના રોટના, લસણ, માછના અને મેવો.

ઇટલીમા મેવો, મગજના ખાંડ પાએલા ચકતા, સેવ જેવી ઘઉના લોટની લાબી લાબી પોલી નળીઓ, બગફવાળો લેમોનેડ અને દારૂ.

જર્મનીમા રાઈ જાતના અનાજની રોટલી, ડુક્કરનુ માસ, પનીર શાકભાજી અને દારૂ.

સ્વિટઝર્લાંડમા જવના રોટલા, માખણ, પનીર, માસ, ઇડા, ડુંગળી, શાક, દૂધ અને દારૂ.

હૉલાંડમા માછલા અને માખણ, પનીર, અને શાક.

રશિયામા રોટલા, શાકભાજી, ફળ અને દારૂ.

તુર્કસ્તાનમા ફળ, બકરાનું દૂધ, બકરાનુ માસ, પનીર, ચોખા અને માખણનો પુનાર, સુંદ અને શરબત. અહીં દારનુ નામ ન મળે

ગ્રીસમા માછલા, શાક તરકારી, તડબૂચ, દૂધ, લસણમા વધારેલી ગોકળગાયો, દૂધ અને દારૂ.

પોલાંડમા રોટના અને દૂધ

હંગરીમા માસ અને રોટલા, તડબૂચ, મરી મસાનાથી તૈયાર કરેલુ બકરાનુ માસ, દૂધ અને દારૂ.

આઈસ્લાંડમા સૂકી માછલી, માખણ અને જવના રોટલા, બર્નુ ગોસ્ત, દૂધ અને પાણી, છાશ, દહીં અને સુંદ.

---

આખા યૂરપમાં સૌથી ઝાઝાં કબરસ્તાન તુર્કસ્તાનમાં છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝા મહેલ ઇટલીમાં છે.
આખા યૂરપમાં સૌથી ઝાઝાં કારખાનાં ઇંગ્લાંડમાં છે.

---

ઇટલીમાં બઈરાં કદી એકલાં રહેતાંજ નથી.

તુર્કસ્તાનમાં બઈરાંને જનાનામાં હમેશાં એકલાંજ ગોંધા રહેવું પડેછે.

---

લાપ્લાંડમાં ગરીબ લોક રીંછનાં ચામડાં પાથરીને તે ઉ પર સૂએછે.

આઈર્લાંડના કેટલાક ભાગમાં લોકો પરાળ પાથરીને તે ઉ પર સૂએછે.

રશિયામાં ટાઢ ન વાય માટે કેટલાએક લોક બેવડાં બારણાં ની બારી રાખેછે.

ઇટલીમાં તાપ ન લાગે માટે કેટલાએક લોક ઘરને ઓટલા કરાવે;

---

ઇંગ્લાંડમાં બળતણ માટે કોયલા વપરાયછે.
ફ્રાન્સમાં બળતણ માટે લાકડાં વપરાયછે.
આયર્લાંડમાં બળતણ માટે એક જાતની સૂકી માટી વપરાયછે.

---

રશિયામાં આખો શિયાળો ગાય તથા ઘેટાંને ઘરમાં બાંધી રાખવાં પડેછે.

ઇટલીમાં આખો ઉનાળો ઘણાએ ગરીબ લોકો ઘરની બ હાર સૂએછે.

યૂરપના બીજા બધા દેશો કરતાં હેંગેરીમાં જીપ્સી લોકો ઝાઝા છે.
યૂરપના બીજા બધા દેશો કરતાં પ્રશિયામાં વસ્તિના પ્રમાણમાં લશ્કરી લોકો ઝાઝા છે.
યૂરપના બીજા બધા દેશો કરતાં ઈંગ્લાંડમાં ખલાસી લોકો ઝાઝા છે.
યૂરપના બીજા બધા દેશો કરતાં સ્પેઈનમાં ભરવાડ લોકો ઝાઝા છે.
યૂરપના બીજા બધા દેશો કરતાં ઇટલીમાં ગવૈયા લોકો ઝાઝા છે.

---

આઇરિશ લોકો હળવે મળવે સારા છે.
સ્કૉટ લોકો મળવે હળવે ટાઢા છે
ફ્રેંચ લોકો હળવે મળવે વિવેકી છે.
અંગરેજ લોકો મળવે હળવે તોછડા છે

---

આખા યૂરપમા સૌથી વધારે સ્વતંત્રતા અંગરેજ લોકો ભોગવેછે.
આખા યૂરપમાં સૌથી વધારે ગુલામગીરી તુર્ક લોકો ભોગવેછે.
આખા યૂરપમા સૌથી વધારે ભણેલા પ્રશિયન લોકો છે.
આખા યૂરપમાં સૌથી વધારે અભણ સાર્ડિનિયન લોકો છે.
આખા યૂરપમાં સૌથી વધારે પુસ્તકો જર્મન લોકો લખેછે.
આખા યૂરપમાં સૌથી સરસ પૂતળા ઈટાલિયન લોકો બનાવેછે.
આખા યૂરપમા સૌથી વધારે ઘરેણાં ફ્રેંચ લોકો બનાવેછે.
આખા યૂરપમાં સૌથી આગબોટ જેવા સંચા અંગરેજ લોકો બનાવેછે.
આખા યૂરપમાં સૌથી સારી ખેડ કરનાર બેલ્જિયન લોકો છે.

---

હોલાંડના લોકો પોતાનાં માથાં બોડાવેછે.

વૅલ્સ પ્રાંતના બકરા જાણવા જેવા હોયછે.
હૉલાંડ દેશનાં ખઈરાં સુઘડ હોયછે.
ઈંગ્લાંડ દેશનાં ખઈરાં લાજાળ હોયછે.

---

યૂરપમાં ફ્રેન્ચ લોકો સૌથી આનંદી હોયછે.
યૂરપમાં ડચ્ચ લોકો સૌથી ગંભીર હોયછે.
યૂરપમાં જર્મન લોકો સૌથી ઉદ્યોગી હોયછે.
યૂરપમાં પોર્ટુગીઝ લોકો સૌથી આળસુ હોયછે.
યૂરપમાં ડચ્ચ લોકો વળી સૌથી સુઘડ હોયછે.
યૂરપમાં પોલ લોકો સૌથી ગંદા હોયછે.
યૂરપમાં આઈસ્લાંડર લોકો સૌથી સાદા હોયછે.

---

લાપ્લાંડમાં કાળી બિલાડીઓ પૂજાયછે.
તુર્કસ્તાનમાં બગલાં પૂજાયછે.

---

ડેન્માર્કમાં નદીઓ નથી, તો વેલ્સમાં સરોવરો નથી.
હૉલાંડમાં પહાડ નથી, તો આઈસ્લાંડમાં જંગલ નથી.

---

વારૂ છોકરાં, આખી દુનિયામાં તમને કયો દેશ સૌથી વધારે વહાલો લાગે? તમારો દેશ તમને બહુ ગમે. કેમ, ખરૂં કે નહીં! બધાંને પોતાના મુલક ઉપર મમતા રહે, એમાં શી નવાઈ? ઠીક, તો આપણા વહાલા દેશ પછી—આપણા હિંદુસ્તાન અથવા ભરતખંડની વાત જાણ્યા પછી આપણે ઇંગ્લાંડને જાણવો જોઇએ, કેમકે ત્યાં આપણાં મહારાણી રહેછે. આપણે સર્વે તેની રૈયત છીએ, અને તે આપણ સઘળાંને ચાહેછે. મહારાણી વિક્ટોરિયાનું રાજ્ય પૃથ્વીના એટલા બધા મુલકો ઉપર છે કે તેમાં સૂરજ કદી આથમવા પામતો નથી. ઇંગ્લાંડમાં, અમેરિકામાં, આપણા દેશમાં અને ઑસ્ટ્રેલિયામાં આપણી રાણી સરકારનો અમલ છે, તેથી જ્યારે ઇગ્લાંડમાં કે અમેરિકામાં રાત પડે ત્યારે આપણા દેશમાં કે દક્ષિણ ધ્રુવતી પાસે આવેલા ઑસ્ટ્રેલિયાના મહાદ્વીપમાં દહાડો ઉગેછે. એ બધે ઠેકાણે આપણી રાણી સરકારની આણ વર્તેછે; તેથી હવે તમારા સમજવામાં સારી રીતે આવ્યું હશે કે મહારાણીના રાજ્યમાં સૂરજ આથમતો નથી, એ વચન ખરૂં છે. આ મહાભાગ્યશાળી પરાક્રમી અંને ભલી મહારાણીની થોડીએક વાત તમને સાંભળવાનું મન હશેજ. તે કયા ખડમા રહેછે અને તેનો દેશ કયો, તેની થોડી વાત તમને જાણવાની હોંસ થતી હશેજ, માટે એ વાત હું તમને બધાંને કહુંછું. તે યૂરપખંડના ઇંગ્લાંડ દેશમાં રહેછે, તેથી હવે હું તમારા આગળ યૂરપખંડનું વર્ણન કરવા માંડુંછું, તે સાંભળો. તેમાં તમને પહેલ વહેલી ઇંગ્લાંડની વાત કહુંછું. યૂરપનો નકશો જુઓ. તેમાં જોવાથી તમને જણાશે કે ઇંગ્લાંડ એક બેટ છે. તે યૂરપની પશ્ચિમમા છે. ઇંગ્લાંડ તથા સ્કૉટ્‌લાંડ એ બે જૂદા જૂદા દેશ છે, તે બે મળીને એક મોટો બેટ બન્યો છે. તેને ગ્રેટ બ્રિટન કહેછે. બીજા દેશોની વાત પછી. હમણા તો આપણે ઇંગ્લાંડની વાત કરીએ,

ત્યાર થોડા દહાડા સુધી બધું ધાળું ધાળું થઇ જાયછે. બધા લહ ખેતરની ચારે મેર છવતી લીલી વાડ કરેલી હોયછે. ઉનાળાના વૈશાખ જેઠમાં એ વાડો ઉપર સુગંધીદાર ધોળાં ફૂલ ખીલી રહ્યાં હોયછે તે બહુ સારો દેખાવ આપેછે. વળી ખેતરોમાં મોટાં મોટાં ઘણ ઝાડ ઉગેલાં હોયછે. તેની શોભાને માટે તે બધે જાણીતાં છે. તેમ એક ઝાડ તો ઘણુંજ સરસ થાયછે તેને 'ઓક' કહેછે. એ ઝાડ બહુ ધીમે ધીમે ઉગેછે. તેને પૂરેપૂરૂ ઉગી રહેતાં સો વરસ લાગેછે.

આપણા દેશમાં તો લોકો માત્ર શહેરમાં કે ગામમાં રહેછે પણ તમે ઇંગ્લાંડમાં જુઓ તો ત્યાં વાડી કે ખેતરોમાં એક એક ઘર બાંધેલું હોયછે. મોટા પૈસાદાર માણસ હોય, તેમણે તો એ ઠેકાણે મોટી હવેલી કે બંગલા બાંધેલા હોયછે; ગરીબ લોકો સ નાનાં નાનાં ઘર બાંધીને તેમાં રહેછે; પણ બધાં ઘર આગળ વાડી ખેતર તો ખરાંજ. આ ગરીબ લોકો ખેતરમાં મજૂરી કરીને પોતાનું પેટ ભરેછે.

ઇંગ્લાંડમાં વારૂ કયાં ફળ નીપજતાં હશે? બાગબગીચામ તરેહ તરેહનો મેવો થાયછે; પણ એ બધાં એ દેશનાં અંગરેજી ફળ ન સમજવાં. ત્યાં જે ઝાડો એની મેળે ઉગી નીકળે અને ફળે તે ખરેખરાં અંગરેજી ફળ કહેવાય; પણ વાડીઓમાં વાવેલાં ઘણાં-ખરાં ઝાડ તો અસલ પરદેશથી આણેલાં અને તે માળીના મહેનત અને માવજતથી ઉછરેછે. ને ઝાડ પરદેશી હોયછે અને તેમનાં ફળ પણ પરદેશી કહેવાય; પણ બધાંજ ઝાડ કાંઈ પરદેશથી આણેલાં હોતાં નથી. કેટલીએક જાતના ફળઝાડ તો એ દેશમાં એની મેળે થાયછે. ત્યાં એક ઝાડ થાયછે, તેને ચણીબોર જેવાં ફળ થાયછે. તેને 'બ્લાક-બેરી' કહેછે. એ બોર છોકરા તથા છોકરીઓ ભોંય ઉપરથી હોંસેહોંસે વીણી લેછે. ખેતરોમાં તથા ઝાડી જંગલમાં

ઇંગ્લાંડમાં કયાં કયાં ઢોર થતાં હશે વારૂ? એહુનોને ઘેર ઘોડા, ગાય, અને ઘેટાં હોયછે. આપણા હિંદુસ્તાનનાં ઢોર કરતાં તેઓ કદે ઘણાં મોટાં હોયછે. વિલાયતમાં ગાયને કે ગોધાને કોઠ કે ખુંધ હોતી નથી. આપણામાં જે લોકો અંગરેજી ભણેલા નથી, તેઓ ઇંગ્લાંડને ઘણુંકરીને વિલાયત કહેછે. વિલાયતમાં ગાડે બળદ જોડાતા નથી પણ ઘોડા જોડવામાં આવેછે. ગાડે જોડવાના ઘોડા ઘણા મોટા અને જબરા હોયછે. વારૂ, એ દેશમાં જંગલી જનાવરો થતાં હશે કે નહીં? હા, ઘણાએ. લોંકડી, સસલાં, વળી રાબિટ જાતનાં નાનાં સસલાં અને એવા બીજાં ખેતરમાં રહેછે. ખીસકોલી અને એક જાતનો મોટો જંગલી ઊંદર તે ઝાડમાં રહેછે. કોળ અથવા ધૂસ તથા બીજા ઊંદર તો ખળામા તથા ઢોર બાંધવાની કોઢમાં દર કરીને તેમા ભરાઈ રહેછે. આપણા દેશની પેઠે ત્યાં પણ ચામાચેણો જૂની ભીંતોમા તથા ઝાડમાં રહેછે; અને રાત પડે ત્યારેજ અહીંની પેઠે બહાર નીકળેછે. એ દેશમા ઘણી જાતનાં પંખી થાયછે. તે મીઠે સ્વરે કલ્લોલ કરેછે; પણ તેમને આપણા દેશનાં પંખીના જેવા ચળકતાં, રંગ બેરંગી પીછાં હોતાં નથી.

અંગરેજ લોકોના બાળકો કોના જેવા હશે, તે તમે જાણો છો? તેમના વાળ તપખીરીઆ અથવા સોનેરી હોયછે, તેમની આંખો ભૂરી હોયછે અને તેમના ગાલ લાલ સુરખ હોયછે. જે છોકરાં તેમના માબાપની સાથે રાત ને દહાડો બેતરમાં રહેછે, તેઓ બીજાં છોકરાં કરતાં શરીરે વધારે મજબૂત અને વધારે તનદુરસ્ત હોયછે વળી તેઓ ઘણાં ચંચળ હોયછે. તેમનાથી હાલ્યાચાલ્યા વગર નવરાં તો બેસી રહેવાયજ નહીં. એમને કંઈ વાંક માટે સજા કરવી હોય, તો એમને એક ઠેકાણે થોડી વાર એમના

જોઇને પોતે ખુશી ખુશી થઈ ગયા હતા.* તેમને દોડાદોડ કરવા ગમેછે, બૂમા બૂમ પડી રહે, એવી રમતો રમવી ગમેછે, શરતો કરી દોડવાનું ગમેછે તથા નાચવાનું અને ગમત કરવાનું બહુ ગમેછે. આપણાં છોકરાં જેમ ગીલીદંડા તથા દડાદડવની રમતો રમેછે, તેમ એ છોકરાં જ્યારે મોટાં થાયછે, ત્યારે ક્રિકેટ અને ફુટ—બૉલની જુસ્સાદાર રમતો રમેછે. જુવાન મરદોને તથા જુવાન ઓરતોને શોખને માટે ઘણે છેટે સુધી ફરવા જવાનું ગમેછે તેઓ નદી તથા દરિયામાં તરવા પડેછે; હોડીઓમાં બેસીને હેરીઆં ખાયછે. શિકાર કરવા જવાનો તથા નિશાન મારવાનો પણ તેમને શોખ હોયછે. મહેનત અને જોર પડે, એવી હરકોઈ ગમતમાં તેમને બહુ મઝા પડેછે.

અંગરેજ લોકોનો પહેરવેશ તો તમે ઘણી વાર જોયો હશે, કેમકે આપણા દેશ ઉપર એમની હકુમત ચાલેછે, તેથી સાહેબ લોકો તથા તેમની મડમો અહીં આવેછે. એમનો દેશ એવો ઠંડો છે કે તેમને ઉનનાં ગરમ કપડાં પહેરવાં પડેછે. ગરીબ ઘરનાં બઇરાં છીંટનો જામો પહેરેછે અને માથે પરાળની ગૂંથેલી ટોપી પહેરેછે. તેઓ બહાર જાય, ત્યારે ડીલમાં હુંફ રાખવાને ઉપરથી ઉનનાં કપડાં ઓઢેછે. ધનવાન લોકો રૂઆંનાં, મખમલનાં અને રેશમનાં કપડાં પહેરેછે.

પણ તેમનાં ઘર કેવાં હશે, તેની તમને ખબર નહીં હોય. તેઓ ઘણુંખરું ઈંટનાં ચણેલાં હોયછે. તેને બહારથી રંગેછે અથવા

* ગોંડળના ઠાકોર સાહેબની ઇંગ્લાંડમાં મુસાફરીની રોજની શી, પૃ. ૨૭ મું.

ઓરડે ઓરડે ધૂમાડીઆં પણ રાખવાં પડેછે. ઘરમાં સરદીવાળો પવન આવી ન શકે તેમજ અજવાળાને આવવાને અટકાવ ન થાય, માટે ઓરડે ઓરડે કાચની બારીઓ રાખવામાં આવેછે. વળી, એ દેશમાં વરસાદ પણ વારે ઘડીએ પડેછે. તેની વાછંટ ઘરમાં ન આવે, માટે પણ એવી કાચની બારીઓ રાખવી પડેછે. કોઈ શ્રીમંત માણસના ઘરમાં તમે જાઓ, તો તે અંદરથી તમને ઘણું ખુબસુરત લાગશે. બધી ભોંય ઉપર જ્યાં જુઓ ત્યાં નરમ, સુલાએમ ગાલીચા પાથરી દીધેલા હોયછે; સુંદર સામાન ગોઠવી દીધેલો હોયછે; અને આખું મકાન શોભાયમાન મોજેથી ભરપૂર હોયછે. ગરીબ માણસના ઝુપડામાં પણ મેજ અને ખુરશીઓ તો ખરીજ. હરમ ળીઓ ઉપર સુંદર, ચળકતા રંગની રીકાબીઓ, ખુમચા અને પ્યાલા ગોઠવેલા તમારી નજરે પડશે. બધી ભીતો ચૂનાથી ધોળેલી હોયછે; અને સસ્તી કીમતની છબીઓ અને તસ્વીરો ટાંગેલી હોયછે. વળી એક ખૂણામાં વાગતું ઘડીઆળ હોયછે. ભોંય તળીએ હોનો પ્રાબો દીધેલો હોયછે અથવા લાકડાંનાં પાટીઆં જડેલાં હોયછે. તે ઉપર શેતરંજી પાથરી દીધેલી હોયછે. પુસ્તકો તો ઘેરઘેર તમારા દેખવામાં આવશે. તેમાં ધર્મપુસ્તક તો ખરૂંજ. ઘણું કરીને દરેક જણને વાંચતા લખતા આવડેછે. જો ન આવડતું હોય, તો મને નથી આવડતું, એમ કહેતા તેઓ લજવાયછે.

ઇંગ્લાંડ દેશની હવા બહુ ઠંડી છે. ત્યાં બારે મહિના ઘણો વરસાદ પડેછે. બીજી રૂતુ કરતા ઉનાળામાં તાપ પડેછે. આપણા દેશની પેઠે ત્યાં પણ ઉનાળાના દહાડા લાંબા હોયછે, પણ તે એટલા લાંબા કે આપણને તો નવાઈ લાગ્યા વિના રહે નહીં. પરોઢીઆમાં છેક ત્રણ વાગતામાં તો સૂરજ ઉગેછે; અને રાતના નવ વાગતા લગી

ગતામાં આગમી જાયછે; તેથી શિયાળામા દહાડો થોડી વારજ રહે છે; માત્ર આઠ કલાકજ અજવાળું રહેછે. ઈંગ્લાંડ દેશ પૃથ્વીના ઘણા ઉત્તર ભાગમા છે; તે કારણથી શિયાળાના તથા ઉનાળાના દિવસોમા આવો મોટો ફેરફાર જોવામાં આવેછે. આપણી પૃથ્વીના ગોળા ઉપર એ દેશ ક્યાં આવ્યો અને તેથી તેની હવામાં આવો ફેરફાર શી રીતે થયો, તે તમે મોટા થશો, ત્યારે સમજશો.

વારુ, હવે એ અંગરેજ લોકોની રીતભાત કેવી છે, તે તમે જાણોછો? તેઓ અજાણ્યા માણસ સાથે અતડા રહેછે અને ઓળખ્યા વિના કોઇના ઉપર એકદમ વિશ્વાસ કરતા નથી. ફસાણો અને છેતરશો અથવા હું છેતરાઈ જઇશ, એવો તેમને વહેમ રહેછે. તેમને મહેનત કરવી ગમતી નથી, પણ નિરાંતે પોતાના ઘરમા બેઠાં રહેવુ તેમને ગમેછે. તેઓ દોસ્તીનો દાવો જાળવવામા ઘણા સારા છે તેઓ પરોપકારના કામ ઘણીવાર કરેછે તેમને પૈસા પેદા કરવા ગમેછે અને તેથી તેઓ ઉદ્યોગી રહેછે. આળસુ રહેવું એ તેમને શરમ ભરેલુ લાગેછે, તેથી મોટા મોટા અમીરો અને ધનવાન લોકો પોતાના છોકરાને કોઈ પણ જાતના ધંધામા કેળવેછે. અંગરેજ લોકો લક્ષ્મીના બારે લાલચુ હોયછે તેમને ચોપડીઓ વાચવાનો બહુ શોખ નથી, પણ તેઓ વર્તમાનપત્રો ઘણા વાચેછે. ઇંગ્લાંડમા વર્તમાનપત્રો પારવિનાના છે. એક નાનુ ગામ હશે, તો ત્યા પણ એક ખુબવારીઉ તો છપાતું હશેજ. અંગરેજ લોકોને બડબડ કડકડ કરવાની બહુ ટેવ હોયછે. નિરાંત રાખીને સંતોષથી એમનુ તો તેમને ઠીક લાગેજ નહી તેમના ઉપર જે પુરુષો કારભાર ચલાવેછે, તેમને તેઓ વારે ઘડીએ વાંક કાઢયાજ કરેછે અને કાયદા કાનૂનમા વાંધા

## લંડન.

ઇંગ્લાંડનુ મુખ્ય શહેર લંડન છે. આખી દુનિયાનાં બધા શહેરો કરતા એ મોટુ છે. કાઠિયાવાડમા જેમ શાહેરોને ફરતા કોટ હોયછે, તેમ લંડનને નથી સા દરરોજ એટલા બધા નવા નવા ઘર બંધાતા જાયછે કે તે રોજ રોજ વધતુંજ ચાલ્યુ જાયછે. લંડનના મ્હોહ્લા ઘણા પહોળા છે. સામસામી બાજુઓ ઉપર દુકાનોની અને મકાનોની લાબી સીધી હારને હાર ચાલી જાયછે. દુકાનો ઘણી સુંદર ચીજોથી ઝળાઝળા થઈ રહેલી હોયછે. તેમા માલ એવો સરસ રીતે ગોઠવેલો દેખાયછે કે તે જોઇનેજ આપણુને તો લેવાનુ મન થઇ જાય એ વચલી સડકની બને બાજુઓ ઉપર માણુસોને ચાલવાને માટે પહોળો અને લીસો ફૂટપાથીનો રસ્તો બાધેલો હોય છે, કેમકે વચ્ચેના રસ્તામા તો ઘોડા—ગાડીઓ ચાલેછે રાત્રે વીજળીની રોશનીથી અથવા ગામના દીવાથી દુકાનો તથા મ્હોહ્લાઓ દહાડાની પેઠે ચળકી રહેછે

એ શહેરની વચ્ચોવચ્ચ થઇને ટેમ્સ નદી વહેછે એ નદીમા એટલા બધા વહાણુ રહેછે કે તેટલા દુનિયાની કોઇ પણ નદીમા રહેતા નથી. તેના કિનારા ઉપર મોટી મોટી વખારો બાધવામા આવી છે પૃથ્વીના સઘળા દેશોનો માલ વહાણોમા ભરાઇને અહીં

એ કાપડ થાયછે એ દેશની દરેક જાતને પોતપોતાનો મુકરર કરેના રંગનો પહેરવેશ હોયછે. તે કપડાનું નામ પણ જે જાતના લોક તે પહેરે, તે ઉપરથી પાડવામાં આવેછે વળી હાઈલાંડનો વતની જાડો, ગૃપેલો, ટાર્ટન કપડનો ટુંકો ઘાઘરો પહેરેછે, અને તેજ કપડાની એક બંડી પહેરેછે વળી, એના ને એના તે પગે લાંબા મોજા પહેરેછે, અને ટુંક રહે માટે એજ લુગડાની શાલ તે પોતાને કીરે લપેટેછે આની શાલો સાના ભગ્વાડો પણ ઓઢેછે, પણ તેના ટાર્ટનનો રંગ હમેશા કાગરચીતરો-પીળો કાળો હોયછે બધા લોક ઉનની ચપટી ટોપી પહે છે તે ટુંકાળી હોયછે, અને તે અંગરેજ લોકની ઊંચી ટોપીની પેઠે પવનમાં ઝટ દઈને ઉડી જતી નથી સ્કૉટ્લાડમા ગરીબ લોકો ઘણીએ વાર જોડા કે મોજા વગર અડવે પગે હરેફરેછે

એ દેશના ગામડીઆ લોકનો ખોરાક કેવો હશે વારુ ? ગરીબ લોક ઘણાખરા રોટના ખાઈને દહાડા કાઢેછે આપણા દેશમાં આન પણ જેના રોટલા ખાઈએછીએ, તેવાજ એ રોટલા થાયછે તેઓ ચણાને દળીને તેનો લોટ ઘણો વાપરેછે તેઓ બટાટા બહુ ખાયછે; પણ જાનવરી ખોરાક બહુ ખાતા નથી. દોલતમંદ લોકોને મ.ટે ખાવાની ભાતભાતની ઘણી સારી વાનીઓ થાયછે સ્કૉચ લોકો તરેહ તરેહની રસોઈ કરવામાં હોશિયાર હોયછે. મીઠાઈઓ બનાવવામાં, જાત જાતની રોટીઓ કરવામાં અને માસ વગેરે નાખીને નરમ દાળ જેવો પદાર્થ, તેને સૂપ કહેછે, તે તૈયાર કરવામાં તેઓ પ્રખ્યાત છે તેઓ આડ તથા નારંગીની માર્મેલેડ નામની મીઠાઈ બનાવેછે તે એવી તો સ્વાદિષ્ટ થાયછે કે - સ્કૉટલાંડમાથી તે દેશ દેશાવર બધી દુનિયામાં જાયછે

કહો તો વારુ, સ્કૉટ્લાડમા કયા કયા જાનવરો નીપજેછે ? ઘણાખરા ઇંગ્લાડના જેવાજ થાયછે. ફેર એટલોજ કે, ઇંગ્લાડના ઢોર મોટા થાયછે, તેવા મોટા અહીં થતા નથી તેઓ મજબૂત અને ચપળ હોયછે, પણ તેવા કદાવર થતા નથી. એક અચરજ જેવી વાત એ છે કે, સ્કૉટ્લાડની ઉત્તરમાં ગાયો ઘણુકરીને ટુંકી

અને ઘોડા પોળા નીપજેછે. ઉત્તરમાં શેટ્લાંડના ટાપુમાં એક જાતનાં ઘણુંજ નાનાં ટટ્ટુ થાયછે. આ રૂપાળાં, નાનાં ટટવાં ઘણા મોટા કુતરા કરતાં ઘણુંકરીને મોટાં થતાં નથી. નાનાં છોકરાંને શેટ્લાંડના બટ ઉપર બેસીને ફરવાનું ગમેછે. સ્કૉટ્લાંડના ડુંગરોમાં ઠામ ઠામ બધે ઘેટાં જોવામાં આવેછે. કોઇક વખત શિયાળામાં જ્યારે બરફ બહુજ પડેછે, ત્યારે આ બિચારાં ઘેટાં તેમાં દટાઈ જાયછે.

એક વેળા રાત્રે એકાએક ઘણો બરફ પડ્યો. ભરવાડો બાપડા પોતાનાં ગરીબ ઘેટાંનું શું થશે,.એ વિચારમાં આભા બની ગયા. સવાર થતાની વારમાં તેઓ ઝડપબંધ તેમને જોવાને આવ્યા. આગલે દહાડે જે ઠેકાણે ઘેટાં ચરતાં હતાં,.ત્યાં તેઓએ આવીને જોયું તો તેમણે બરફ વગર બીજું કાંઈ દીઠું નહીં. કોઈ કોઈ ઠેકાણે દટાઈ ગએલાં ઘેટાઓમાંનાં કેટલાંએકનાં માથાં કે શિંગડાં બરફની બહાર દેખાતાં હતાં. બરફની રીત એવી છે કે, તે પડ્યા પછી કઠણ થઈ જાયછે; તેથી ભરવાડોએ એ બધા બરફને ખોદી ખોદીને પોતાનાં ગરીબ ઘેટાંને કાઢવા માંડ્યાં. પણ ઘણાં બધાં હતાં, તેનું શું થયું? તેમનો કંઈજ પત્તો લાગ્યો નહીં. તેમણે ઘેટાંને શોધી કાઢવાને લાંબી લાંબી લાકડીઓ બરફમાં ખોશી જોઈ. તેમ કરીને થોડાં ઘણાં ખોળી કાઢ્યાં. પણ સેંકડો બિચારાં હાથ લાગ્યાં નહીં. છેવટે, એક હોશિયાર ભરવાડી કૂતરો તેમની પાસે હતો. તેણે પોતાના આગલા પંઝાથી તે સખ્ત બરફને જોરથી ખોતરવા માંડ્યો. તે એ પ્રમાણે ખોતરતો જાય અને પાછું ફરીને ભરવાડની સામુ જોતો જાય. એ એમ શું કરવા જોતો હશે? તે ભરવાડો સમજી ગયા. જ્યાં કૂતરો ખણે, ત્યા તેમણે ઉંડું ખોદી જોયું, તો ત્યાંથી તેમને હાથ ઘેટું આવતું ગયું! વળી, તે કૂતરો બીજે ઠેકાણે ગયો. ત્યાં જઇને વળી તેણે ખોતરવા માંડ્યું. ત્યાંથી વળી તે ત્રીજે ઠેકાણે ગયો; અને ત્યાં ખોતરવા માંડ્યું. એ પ્રમાણે તે જે જે જગાએ જઇને ખોતરતો, તે તે ઠેકાણે ખોદવાથી ઘેટું નીકળ્યા વિના રહેતું નહીં. તેમાં કોઈ કોઈ વખત તો વીસ ફુટ સુધી ઊંડું ખોદે, ત્યારે ઘેટું હાથ લાગે! [illegible] ઘેટું [illegible] આવ્યું, ત્યાંસુધી તે કૂતરો જંપીને બેઠો નહીં.

એ બરફમાં ત્રણસેંથી પણ વધારે ઘેટા દટાઈ ગયાં હતા; એમ છતા આ હોશિયાર બવા કૂતરાએ બધાં ગોધી આપ્યાં. કેટલાં-એક તો બાપડા ટાઢ અને શરદીથી મરી ગયા, તાપણુ જે આટલા બચ્યા, તે આ કૂતરાના પ્રતાપ સમજવો ડુગરોમાં આમ અચાનક બરફ પડેછે, તેથી ઘણું નુકસાન થાયછે. એવા તોફાનમા છોકરાંઓ ઘણી વાર ભૂલા પડી જાયછે, અને મોટી ઉમરના બાપડા બાઇડીઓ પણ ખોટે રસ્તે ચડી જાયછે એ તોફાન બંધ પડ્યા પછી બરફ ઓગળી જાયછે, ત્યારે તે બિચારાના મડદા હાથ આવેછે.

સ્કૉટ્લાંડમા ઘણા પહાડ છે અને તે ઊંચાછે તેમા બેનનેવિસ પર્વત સૌથી ઉચો છે. આ ડુગરોના શિખર ઉપર ગરૂડ પક્ષિઓ પોતાના માળા બાધેછે. એ માળા બહુ અજાએબ જેવા હોયછે પાટીઆના જેવી ચપટી અને ઘણી મજબૂત લાકડીઓના તેઓ માળા બાંધેછે. ગરૂડ પંખી ઘણી વાર એ ઊંચા ખડકની વચ્ચોવચ્ચ પોતાનો માળો બાંધેછે. તેની તળે ઊંડા કરાડો નજરે પડેછે. એ પખીઓ સસલા અને એવા બીજાં જનાવરોને પોતાના માળામાં લઈ જાયછે આવા ભયકર પ્રાણિઓ ભરવાડને જરાએ ગમતા નથી; તેમને ખીજવનાથી બહુ ધાસ્તીમા આવી પડાયછે

એક વેળા માળામાથી નર તથા માદા બહાર ગયા હતાં. તે વખતે એક માણસે તે ગરૂડના બે બચ્ચા પકડી લેવાની તજવીજ કરી. એ પંખીઓએ પોતાનો માળો એક ખડક ઉપર બાંધ્યો હતો. ત્યા પહોચતા પહેલા રસ્તામા એક સરોવર ઓળગવું પડતું. પેલો માણસ એ તળાવ તરીને ત્યા ગયો. તે ખડક ઉપર ચઢ્યો તે માળામાથી તેણે બંને બચ્ચા લઈ લીધા. તેમને હાથમા ઝાલીને તે સરોવરમા તરતો તરતો પાછો આવતો હતો, એટલામા તે બચ્ચાના માબાપ ગયા હતા, ત્યાથી પાછા આવી પહોચ્યા. તેમણે એ માણસને તળાવમા તરતો દીઠો. તેમણે તેના ઉપર એકદમ ઝપટ મારીને તેને મારી નાખ્યો.

જુઓ, જ્યારે હવે ગરૂડ પક્ષિ એવા છાતીવાળા અને જબરા હોયછે કે મોટા બાયડાને પણ મારી નાખેછે, ત્યારે એક ગરૂડ એક નાના છોકરાને ઉપાડી લઈ ગયું, તેની વાત તમને નવાઈ

નહીં લાગે. એક ગરીબ બાઇડી ખીડમાં ખડ વાઢતી હતી. તેનો છોકરો ઊંઘતો હતો. તે બાઇએ ઘાસની સુંવાળી પથારી કરીને તે ઉપર તેને સુવાર્ડ્યો. એક ગરૂડે તે નાના બાળકને દીઠો. તેના ઉપર ઝપટ મારીને તેને પોતાના મોટા પંજામાં પકડીને તે ઉડી ગયો! ખેતરમાંનાં બધાં માણસો બહુ ગભરાટમાં પડી ગયાં. પહાડમાં જે ઠેકાણે એ પંખીનું રહેઠાણ હતું, તે તેઓ જાણતાં હતાં. ત્યાં તેઓ ઉતાવળથી ગયાં. તેમણે ત્યાં જઇને જોયું તો ખડકની ધાર ઉપર નર તથા માદાને બેઠેલાં દીઠાં. એકેએક માણસે બુમેબુમ પાડીને પોકરાણ મચાવી મૂક્યું; અને બધાંએ દલગીરીથી હાથ ઘરાળા કરવા લાગ્યાં; પણ એ બાળકને બચાવવાની હિમ્મત કોની ચાલે? એ ટોળામાં એક ખલાસી હતો. તેને વહાણના કૂવા ઉપર ચઢવાની ટેવ હતી. તે એ ડુંગરની સીધી ઊંચી ધાર ઉપર ચઢવા મંડ્યો. પણ એણે જેવું ચઢવા માંડ્યું કે પેલા છોકરાની મા બિચારી ભોંય ઉપર બેઠી બેઠી માળા સામું જોયા કરતી હતી, તે એકદમ ઉઠીને ઉભી થઇ ગઇ. તે પંડે પણ એ ભેખરની ઉભી ધાર ઉપર ચઢવા લાગી. તે તરતજ પેલા ખલાસીથી પણ આગળ નીકળી ગઇ. એક પથ્થર ઉપરથી બીજા પથ્થર ઉપર અને બીજા પથ્થર ઉપરથી ત્રીજા પથ્થર ઉપર તે ચાલવા લાગી. જ્યાં પગ મૂકવાની પણ જગા ન હોય, ત્યાં તે ડુંગરમાંથી ઝાડ કે છોડ ઉગ્યા હોય, તેનાં મૂળીઆં પકડી પકડીને તે ઉપર ચઢતી ગઇ. એ બાપડી કેવી મુશ્કેલીથી ચઢતી હતી, તે તમે જુઓ તો તમને નવાઈ લાગ્યા વિના રહેજ નહીં. માનું પોતાના બાળક ઉપર બેહદ હેત હોયછે. તે હેતના ઉભરાથી તેનામાં કૌવત આવ્યું અને પરમેશ્વરે તેને હેઠે ગગડી પડવા દીધી નહીં. તે છેવટે ડુંગરની ટોચે પહોંચી. તે વેળા સર્વેની નજર તેના ઉપર ચોંટી રહી હતી. તેઓ નીચે ઉભાં ઉભાં તેમના મનમાં ધારતાં હતાં કે વખતે એ પંખીઓ એ બાઇને પણ મારી નાખશે. પણ ના, એમ કાંઈ બન્યું નહીં! એ બાઈ હિમ્મત રાખીને તે માળા પાસે ગઇ. તે વેળા પેલાં પક્ષિઓએ એક ચીસ નાખી, અને પોતાની મોટી પાંખો ફફડાવીને તેઓ ત્યાંથી ઉડી ગયાં! પેલું બિચારૂં છોકરૂં તે માળામાં બીજાં જાનવરોનાં હાડકાં ઉપર તે જાનવરોના

ફોકીમાં ખુરડાએલું પડયું હતું; પણ હજી પેલા પંખીઓએ એ બાળકને ખાવા માંડયું નહોતું; તેમજ તેના શરીરના કોઈ પણ ભાગને ઈજા કરી નહોતી! માએ પોતાના બાળકને ઝડપથી લઈ લીધું; અને પોતાની શાલથી તેને પોતાના ડીલ સાથે મજબૂત બાંધી લીધું. હવે તેણે નીચે ઉતરવા માંડયું. પહાડ ઉપર ચડવા કરતાં ઉપરથી હેઠે ઉતરવું ઘણું કપરૂં હતું. પણ પેલો ખારવો તો હજુ લગી કંઈ જણાયો નહીં, તેનું શું થયું વારુ? તે બાપડો થોડેક સુધી તો ચઢયો, પણ એટલામાં તેને એવા તો ફેર આવવા માંડ્યા કે આગળ ચઢવાનું પડતું મૂકીને તેને હેઠે ઉતરી આવવું પડયું. પેલી બાઇ તો એ ડુંગરની ધારના પથ્થરો ઉપરથી લસતી લસતી ઉતરવા લાગી. તે વેળાએ તે ઝાડનાં ડાળાં કે છોડનાં મૂળ પકડી પકડીને હેઠે ઉતરતી જતી. કોઇ કોઇ વેળાએ તો ઘરની ભીંત જેવી સીધી અને ઊંચી ધારો આવતી. તે એમ રસ્તે આવી, ત્યારે એક બકરી પોતાનાં બે બચ્ચાંને નાચેની ખીંડમાં જાળવીને લઇ જતી હતી, તે તેણે જોયું. તેણે વિચાર્યું કે, આ બકરી પોતાનાં હલવાનને વાસ્તે સૌથી સારો રસ્તો જોઇ કાઢીને ચાલશે; તેથી તે તેની પછવાડે પછવાડે આવવા લાગી. પછી આગળ ચાલતાં, તેની બેનપણીઓ તેને સામાં આવી મળી, તેને સહીસલામત જોઇને તેઓ ઘણાં રાજી થયાં! એક કહે કે હું છોકરાને તેડી લઉં, અને બીજી કહે કે હું તેડી લઉં. એમ બધાં ખપરાં તે બાળકને લેવાને ખેંચતાણ કરવા લાગ્યાં અને તે બાઇની હિમ્મતને સૌ વખાણવા લાગ્યાં. એ છોકરાનો વાંકો વાળ પણ થયો નહતો કેમકે તે પંખાઓએ તેને જરા પણ ઈજા કરી નહોતી તે જોઇને તેઓ આશ્ચર્ય પામ્યાં!

પોતાનાં છોકરાને બચાવવાને મા શું નહીં કરે! આ છોકરે જ્યારે મોટો થયો હશે, ત્યારે તેણે તેની મા ઉપર કેવું હેત રાખ્યું હશે! જે જનેતાએ તેનો જીવ બચાવવાને પોતાનો જીવ જોખમમાં નાખ્યો, તેના ઉપર ઘણુંજ હેત રાખીને તણે તેનો બદલો વાળ્યોજ હશે.

હવે સ્કૉચ લોકોનો દેખાવ કેવો છે, તે તમે કાંઇ જાણોછો,

તેઓ ઉંચા અને મજબૂત હોયછે. તેમનાં હાડ લાંબાં પહોળાં હોય છે. તેમના ચહેરા ઘણુંકરીને પહોળા હોયછે અને જડબાં ઉંચાં હોયછે. તેમની આંખો ઘણુંકરીને ભૂરી હોયછે. તેમના વાળ પણ ભૂરા હોયછે. કોઈ કોઇના વાળ તો ચળકતા લાલ હોયછે. જાણે ગાજરના રંગ જેવો એ વાળનો રંગ જોઇ લેવો ! તેઓ ગંભીર અને વિચારશીલ દેખાયછે.

તેઓ સમજુ અને શાંત પ્રકૃતિના છે. તેમને વાંચવાનું તથા અભ્યાસ કરવાનું બહુ ગમેછે. ગરીબ લોકો પાસે પણ ઘણી ચોપડીઓ દીઠામાં આવેછે. મોટી ઉમરે આવેલા ગરીબ ઘરના છોકરા આખો ઉનાળો મહેનત મજૂરી કરીકરીને શિયાળામાં નિશાળે અથવા પાઠશાળામાં ભણવા જવાના ખરચ જોગુ પેદા કરી રાખેછે. સ્કૉચ લોકો ઉદ્યોગી અને ખંતીલા હોયછે. તેઓ ધંધોરોજગાર કરવામાં સારા હોયછે. પૈસો સાચવવામાં તેઓ ઘણા સાવચેત અને કાળજીવાળા હોયછે; અને સારૂં કરવામાં તેઓ ચપળ અને હોશિયાર હોયછે. તેઓ વિવેક વિચારમાં તોછડા હોયછે, પણ તેઓ નિખાલસ દિલના હોયછે. તેઓ દોસ્તીનો હક બજાવવાને મહેનત કરવામાં પાછી પાની કાઢતા નથી. આખી સ્કૉચ પ્રજાનો એક મોટો દોષ જોવા જઇએ, તો તે એ કે તેમને દારૂ પીવાનો ભારે ચડસ હોયછે; તેથી ઘણું નુકસાન થાયછે. સ્કૉટલાંડમાં દાણામાંથી એક જાતનો જલદ દારૂ બનાવવામાં આવેછે. તેને વ્હિસ્કિ કહેછે. એ દારૂ તેઓ બહુજ પીએછે. એ લોકોને વળી ગાયન ઉપર ઘણી પ્રીતિ હોયછે. ચામડાની ધમણવાળી લાકડાની એક વાંસળી થાયછે, તેને એ લોકો 'બૅગ-પાઈપ' કહેછે. તે તેમનું વહાલું વાદિત્ર છે; પણ તેનો અવાજ તમે સાંભળો, તો તે તમને ગમે નહીં. ડુંગરમાં એ વાંસળી આઘે વાગતી હોય, ત્યારે તેનો અવાજ સારો લાગેછે. ઉત્તર પ્રદેશના 'હાઇ-લાંડર' લોકો જબરા શિકારી હોયછે. તેમને નાચવાનું, 'ફુટ-બૉલ' ની રમત રમવાનું, દોડવાની શરતો કરવાનું, મોટાં મોટાં વજનો ઉપાડીને નાખવાનું અને એવી બીજી અનેક રમતો રમવાનું ગમેછે. બધા સ્કૉચ લોકો રવિવારને બહુ માનેછે અને પાળેછે. તે દિવસે તેઓ તમામ કામ બંધ કરેછે; દુકાનો વાસી દેછે; અને

તમે જો એ દિવસે એગના ગામમાં કે શહેરમાં જાઓ, તો દેવલના ઘંટ-નાદ વગર બીજો અવાજ તમારે કાને આવશે નહીં. રવિવાર-ની સવારમાં લોકોનાં ટોળેટોળાં દેવલમાં જતાં જોવામાં આવેછે.

પેદાશઃ-સુતરમાંથી જગન્નાથી અને મલમલ થાયછે. સુતરા શાલો પણ બનેછે. રૂના દોરાની દડીઓ પણ અહીં થાયછે. વળી બળદ, ગાયો, બકરાં, ઘેટાં વગેરે આહારોપયોગી ઢોરને ડુંગર ઉપર ચરાવી તૈયાર બનાવીને ઇંગ્લાંડ ખાતે મોકલી દેવામાં આવેછે. વળી પણ, એ દેશમાંથી પુષ્કળ લોઢું અને કોયલા નીકળેછે. ઘણાં સરસ વહાણો અને આગબોટો એ ઠેકાણે બંધાયછે. સમુદ્ર-કાંઠા ઉપર ઘણા માછીઓ રહેછે. તેઓ દરિયામાંથી માછલાં પકડેછે. તેમની હોડી માછલાંથી ભરાય, ત્યારે તેઓ કિનારે આવેછે. તે માછલાં ને તેઓ મીઠામાં આથેછે; આથીને તેમના ડબ્બા ભરેછે; અને તેવા ડબ્બા ભરીને તેઓ દેશદેશાવર મોકલેછે. દરેક શહેરમાંથી તેમજ ગામડામાંથી, જમીનમાંથી અને દરિયામાંથી કંઈ કંઇ પણ ખપની વસ્તુ ગળી આવેછે; અને અગરજો કે, સ્કૅાટલાંડની જમીન નમાલી અને ખરાબ છે તથા ત્યાંની હવા શરદ છે, તોપણ ત્યાંના લોકોના ઉદ્યોગથી એ દેશ તાજો અને તવંગર બન્યો છે.



## એડિન્‌બરો.

એડિન્‌બરો એ સ્કૅાટ્‌લાંડનું મુખ્ય શહેર છે. એ સુંદર અને શોભાયમાન દેખાયછે. તે ઊંચા ડુંગર ઉપર બાંધવામાં આવ્યું છે. તેથી એવું સારૂં દેખાયછે. એ ડુંગરની છેક ટોચ ઉપર વળી એક સરસ કિલ્લો બાંધેલો છે. એ પર્વતની તળેટીમાં પિંડ છે, તેમાં ઝાડ વાવેલાં છે, અને ત્યાં એક ગનહર બાગ બનાવેલો છે. આ શહેરના ભપકાદાર, પહોળા મહોલ્લામાં થઈને લોકો આવજા કરે, તેમને આ પહાડનો તથા તે ઉપરના કિલ્લાનો ખૂબસુરત દેખાવ દરેક દિશામાંથી નજરે પડેછે. તે જોઇને મુસાફરો બહુ રાજી થાયછે.

તોપણ તમારે એમ ન સમજવું કે એડિન્‌બરોના બધાજ મહોલ્લા પહોળા છે. એ શહેરના જૂના ભાગમાં તમે જાઓ, તો કેટલી-

એક શેરીઓ એવી સાંકડી આવેછે કે, તેમાં બે માણસોથી જોડા-જોડ ચલાય નહીં. એ ગલીઓમાં સાગસામો ઘરની બારીઓ એવી તો પાસે પાસે આવી ગઈ છે કે, પાડોશીઓ બારીમાંથી એક બી-જાને આપવું લેવું હોય તો આપી લઇ શકે; અને દોસ્તદારોને બારી-માંથી એક બીજાને અડવું હોય, તો અડી શકે ! આમાંનાં કેટલાંએક ઘર તો બાર બાર ને ચૌદ ચૌદ માળનાં છે. પુરાતન કાળમાં આ-વાં ઉંચાં મકાનોમાં મોટા મોટા અમીરો રહેતા; અને દુશ્મનનું લશ્કર પોતાના મહોલ્લામાં આવી ન શકે, તેટલા માટે તેમણે એવી સાંકડી શેરીઓ કરી નાખેલી ! હવે તો એ ઉંચી મેડીઓમાં ઘણાજ ગરીબ લોકો રહેછે; અને ઘણુંખરાં એવાં ઘરને તોડી પાડીને તેમની જ-ગાએ બીજાં સારાં બંધાવવામાં આવ્યાં છે.

એડિન્બરો શહેર પાસે કોઈ મોટી નદી નથી; તોપણ એ શહેરમાં પૂલ ઘણા છે; તેનું કારણ એ છે કે, એડિન્બરોમાં ઘણી ઉંડી ખિણો છે. તેના ઉપર થઇને ચાલવાને માટે પૂલો બાંધવામાં આવ્યા છે. આપણે પૂલ ઉપર થઇને ચાલીએ, તો નીચે બધાં ઘર આવેલાં આપણને દેખાયછે ! એ દેખાવ કેવો નવાઇ જેવો લાગતો હશે વારુ ? એ શહેરમાં ઘણું જોવા જેવું છે. મહોલ્લાઓ શોભાયમાન છે અને મકાનો ઘણાં સુંદર છે. એવે ઠેકાણેથી કોઇ કોઇ વાર સમુદ્-રનો અને ડુંગરનો ખૂબસુરત દેખાવ નજરે પડેછે. એડિન્બરોમાં આપણાં મહારાણીનો એક મહેલ છે. તેનું નામ હોલીરૂડ. એ ઘણી જૂની જગા છે. સેંકડો વરસ ઉપર એ મહેલમાં રાજા રાણી-ઓ રહેતાં. એક વેળા સ્કૉટ્લાંડમાં એક રાણી હતી. તેનું નામ મેરી હતું. તે રૂપરૂપનો ભંડાર હતી. તેની ખૂબસુરતીનાં વખાણ દશે દિશામાં ગાજી રહ્યાં હતાં. તેનો બાપ સ્કૉટ્લાંડનો રાજા હતો. તે તેના જન્મ પછી તરતજ મરણ પામ્યો. મેરીની જીંદગીને હરકત ન પહોંચે, તેથી તેને ફ્રાન્સમાં મોકલી દીધી. એ દેશ પણ યુરપ ખંડમાંજ છે. તે મોટી થઈ, ત્યારે ફ્રાન્સના રાજાના પાટવી કુંવર સાથે તે પરણી; પણ તે મરી ગયો: તેથી ફ્રાન્સ મૂકીને તેને પાછું સ્કૉટ્લાંડમાં–પોતાના સ્વદેશમાં અને પોતાના રાજ્યમાં આવવું

## આયર્લાંડ.

તમે યૂરપના નકશામાં નજર કરશો, તો વાયવ્ય ખૂણામાં ઈંગ્લાંડ અને સ્કૉટ્લાંડની છેક પાસે તમને એક મોટો દેશ દેખાશે. તેજ આયર્લાંડ. તે એક બેટ છે. આયર્લાંડની ભૂમિ જાણે ઈંગ્લાંડ તથા સ્કૉટ્લાંડની નાની બેન હોય, તેમ દેખાયછે. એ ગ્રેટબ્રિટનની લગોલગ છે; પણ તેની આબ-હવા તથા તેનો દેખાવ ગ્રેટબ્રિટનથી ઘણો જૂદો છે. વારુ, તો આયર્લાંડ એ રૂપાળો મુલક હશે ? હા, એના કેટલાએક ભાગ તો ઘણાજ સરસ છે. તેમાં મઝેનાં સરોવર, ડુંગર અને ઝાડ પાન છે. એને લોકો 'લીલમ-બેટ' પણ ઘણી વાર કહેછે; કેમકે એ દેશના ખેતરોમાં હમેશાં ઘણું ચળકતા લીલા રંગનું ખડ હોયછે. એ ઘાસ બારે દહાડા લીલું રહેછે, તેનું કારણ એ છે કે એ દેશમા આખુ વરસ પુષ્કળ વરસાદ વરસેછે, અને તેથી એ લીલું રહેછે. પણ એ દેશમા ઈંગ્લાંડના જેવી ટાઢ પડતી નથી. આયર્લાંડમા ઘણે ઠેકાણે કળણ-બોથ હોયછે. તે ઉપર આપણે પગ મૂકીએ, તો બોથમા કળી જવાય, એવી તે પોચી હોયછે. એવા કોડા પાણીથી ભરેલા હોયછે. એવી કળણ જમીનમા જે કાંઇ ઉતરી જાય, તે જેવુ ને તેવુ તેમા જળવાઇ રહેછે. તે બગડવા પામતું નથી. એ તે જમીનની ખુબી છે. સેંકડો વરસ ઉપર એ જમીન ઉપર ઘાડા જંગલ ઝૂકી રહ્યા હતા, પણ એ બધા ઝાડ નીચે કળી ગયા અને તેના લાકડાનો રેશાદાર, વાદળી જેવો પદાર્થ બંધાઈ ગયો. તે બાળવાના કામમા આવેછે. એવુ બળતણ આયર્લાંડમા તેમજ સ્કૉટ્લાંડમાં સારી પેઠે મળી આવેછે. બોથમાથી કોદાળાવતી તેના ઇંટ જેવા કટકા ખોદી કાઢવામા આવેછે તેને આખો ઉનાળો સૂરજને તડકે સૂકાવા દેછે, તેથી તે કઠણ અને કાળા થઈ જાયછે. પછી લોકો તેને રસોઈમા બળતણને માટે તથા ટાઢમા તાપણી કરવાને પોતાને ઘેર લઈ જાયછે. તેનો તાપ બહુ આકરો હોયછે. તેના બળતાનું તેજ બહુ હોયછે, પણ ખાણના કોયલાનો દેવતા જેટલી વાર પહોચેછે તેટલી વાર તે પહોચતો નથી.

આયર્લાંડના ઉત્તર ભાગમા તથા પૂર્વમા પણ કેટલેક ઠેકાણે

ખેડ સારી ચાલેછે. ગામડામાં પણ સારા સારાં ઘર જોવામાં આવે-
છે, અને ઘણાં શહેર સુખી તથા આબાદ નજરે પડેછે. લોકો સુખી
હાલતમાં જણાયછે, પણ દક્ષિણ તથા પશ્ચિમમાં બધો દેશ ઘણો
જંગલી છે. ખેતીવાડી નહીં જેવી ચાલેછે. લોકો બાપડા નમાલી ઝું-
પડીઓમાં રેહેછે. તેમા કશો ઘરસામાન હોતો નથી. તેઓ ઘણા
ગરીબ અને કંગાલ હાલતમા હોયછે; પણ જ્યાં જુઓ, ત્યાં જમીન
કસદાર છે. પણ એ આઇરિશ લોકો વેલ્શ લોકોની પેઠે કમર વાંકી
વાળીને મહેનત કરે, અને જે ચીજ હોય, તેને કામમાં લાવીને
મઝા રહે, તો એ દેશ પણ વેલ્સના જેવોજ આબાદ થઇ જાય.

એ આઇરિશ લોક કેવા હશે વારૂ? એ એવા તો ખુશમિ-
જાસી, રગીના અને મશ્કરા છે કે દુનિયામા એમનો જોટો જડવો
મુશ્કેલ છે. તેમને ઠઠ્ઠામશ્કરી બહુ ગમેછે. તેઓ ખુશીમા હોયછે, ત્યારે
ઘણા માયાળુ અને મજેના હોયછે, પણ તેઓ ગરમ તબીયતના
લોકો છે, તેથી તેમને લડી પડતા વાર લાગતી નથી. તેઓ બહુ બા-
વથી બરદાસ્ત ચાકરી કરેછે; અને પોતાના કુટુંબ ઉપર માયા રાખે-
છે માબાપ પોતાના છોકરાં ઉપર ભારે મમતાળુ હોયછે, અને ભાઇ
બેનોનું પરસ્પર હેત જોવા જેવું છે. એ દેશના છોકરા ઘણા રૂપાળા
હોયછે વળી તેઓ બહુજ રમુજી હોયછે અંગરેજી છોકરા કરતા આઇ-
રિશ છોકરા અત્યત ચંચળ હોયછે. તેઓ બહુ ઝડપથી શીખી જાય-
છે એ દેશમા બધે ઠેકાણે સારી સારી નિશાળો છે. ત્યા તેમને મફ્ત
ભાતે ભણાવવામા આવેછે એ દેશની બોલી જુદી છે, પણ ઘણે
ભાગે ફક્ત અંગરેજી બોલીજ બોલાયછે, અને આઇરિશ બોલી
બોલાતી નથી. આયર્લાંડમા ઘણા શ્રીમંત લોકો રહેતા નથી જેઓ
ધનવાન છે, તેમને ઇંગ્લાંડમા જઇને રહેવાનુ ગમેછે. એ બહુ ખોટુ
છે, કેમકે પૈસાદાર લોકો જ્યારે દેશમાં રહે નહીં, ત્યારે ગરીબ લોકોને
કામ મળતુ નથી, અને તેથી તેમની માઠી વલે થાયછે એમ થવાથી
ગરીબ બિચારા ઘણા આઇરિશ લોકોને કામ શોધવાને ઇંગ્લાંડમાં
આવવુ પડેછે. ત્યા આવીને તેઓ ખેતરની કાપણી કરવા લાગેછે. એ
કામ થઇ રહ્યા પછી તે બાપડા પાછા આયર્લાંડમા આવેછે. વળી

ઘણા આઇરિશ લોકો પોતાનો દેશ મૂકીને દૂરના દેશોમાં જાયછે. પછી ત્યાંજ ઘરબાર કરીને તેઓ હમેશાં રહેછે. એ પ્રમાણે એમને સ્વદેશ છોડીને પરદેશમાં જઈ વસવું પડેછે.

આઇરિશ લોકો દૃઢ દેખાયછે. તેઓ ઉંચા અને મજબૂત છે. તેમનો વર્ણ ગોરો છે. તેમની આંખો માંજરી છે. ઘણા આઇરિશોના વાળ કાળા હોયછે. પણ તેમની આંખો તો ભૂરીજ હોયછે. તેમના ગાલ ગુલાબી રંગના હોયછે. એ દેશની હવા ઠંડી અને શરદ છે, તેથી કરીને ચામડી સારી જળવાયછે.

ગામડીઆ બિચારા અંગ્રેજ લોકો જેવાં લૂગડાં પહેરેછે, તેવાજ ઘાટનાં આઇરિશ લોકો પહેરેછે; પણ તે કપડાં ઉનનાં હોયછે. તેને 'ફ્રીઝ' કહેછે, એ કપડું બૈરાં પોતાને ઘેર બનાવેછે. જેઓ ઘણીજ ગરીબ હાલતના હોયછે, તેઓ પોતાનાં ફાટેલાં કપડાંને થીંગડાં દેવાની પણ દરકાર રાખતા નથી; અને જેવાંને તેવાં ફાટાંટુટાં ચીંથરેહાલ થતા સુધી પહેરેછે. ગામડાની સ્ત્રીઓ અંગ્રેજ ગામડાની બાઇડીઓના જેવો પહેરવેશ રાખેછે; પણ તેમને જ્યારે બહાર જવું હોય છે, ત્યારે તેઓ લાંબો આસમાની રંગનો ઝભ્ભો પહેરેછે.

ખોરાકઃ—કેટલાંએક વરસ ઉપર ગરીબ સ્થિતિના આઇરિશો ઘણાંખરાં બટાટાં ખાઈને દહાડા કાઢતા. એનો આયર્લૅંડમાં આગળ સારો પાક થતો; પણ ત્રીશેક વરસ ઉપર ત્રાસ ઉપજાવે એવો દુકાળ પડ્યો. બટાટાંનો બધો પાક રદ ગયો, તેથી આખા દેશમાં કેર વર્તાઈ રહ્યો, અને ઘણા લોકો ભૂખથી મરી ગયા. તે વખતથી તેઓ હવે ઘઉંનો વધારે વાપર રાખેછે. તેઓ તેની રોટલી બનાવે છે અને બીજી ચીજો પણ કરેછે. તેઓ ચા ઘણી પીએછે, તેમ છાશ પણ બહુ પીએછે. વળી, છાશના પાણીએ લોટ બાંધીને તેઓ રોટલી કરેછે. તેઓ વ્હિસ્કિ જાતનો દારૂ બહુ ગાળેછે. એ દારૂ તેઓ દાણામાંથી બનાવેછે.

જનાવરોઃ—જેવાં ઇંગ્લાંડ તથા સ્કૉટ્લાંડમાં નીપજેછે, તેવાં આયર્લાંડમાં પણ થાયછે; પણ ઢોર વગી વધારે સરસ થાયછે રૂપાળું લીલું ખડ ખાઈને ગાયો મતવાલી થાયછે. તેઓ સળી ઉભી રહે, એવું જાડું દૂધ દેછે. તેનું પુષ્કળ માખણ થાયછે. તે વેપારીઓ દે-

શાનરમા મોકલેછે આઈરિશ લોકો ડુક્કર ઘણા રાખેછે ગરીબ નો કોના ઘરમા જુઓ તો જ્યા માણસ રહેતા હોય, સાજ એક ખૂણે તેમના ડુક્કર પણ પડ્યા હોય। વરસની આખર ભાગમે પોતાની જમીનનું ગણોત ભરવાને તેઓ પોતાના ડુક્કરને વેચી ન બેઠે તેઓ વળી દૂધની લાલચે ઘણી બકરીઓ રાખેછે, અને બકરાના બચ્ચાના ચામડાના તેઓ હાથના મોજા બનાવેછે બકરાના ઘણા હલવાન તો અધરથી ઉડી જાયછે તેમને શિયાળના તાણી જાયછે, અથવા ગરૂડ પખી ઉપાડી જાયછે આયર્લંડમા શિયાળ તથા ગરૂડ ઘણા છે કેટલાએક પ્રાણિઓ આપણા દેશમા થાયછે, તેના સાબિનકુન થતા નથી આપણા દેશમા સાપ તથા દેડકા થાયછે, તેની એ દેશ મા પેદાશજ ન મળે એમ છતા એમને આપણા મુલકના સાપ તથા દેડકા ગમતા હોય અને બધાને ઉપાડીને તેમના દેશમા લઈ જાય, તો ભલે લઈ જાય, એમા આપણને રોવુ આવે તેમ નથી.

પેદાશ —આયરિશ લોકો સઘળી જાતના શણના કાપડ બનાવે છે રેશમ તથા ઉનનો તાણો અને વાણો નાખીને તેઓ 'પૉપ્લિન' નામનુ એક સુંદર કપડુ બનાવેછે વળી જથાબધ ઢોર, માખણ તથા ઇડા તેઓ પરદેશ મોકલેછે

---

## ડબ્લિન.

આયર્લંડનું મુખ્ય શહેર ડબ્લિન છે એ ઘણુ સુદર છે તેની પાસે અરોઆડ લિફી નદી છે. તે નદી એ શહેર પાસે થઈને દરિયામા મળેછે તેને ડબ્લિનનો ઉપસાગર કહેછે છોકરાઓ, ઉપસાગર એટલે શુ, તે તમે જાણોછો? જ્યારે સમુદ્રના પાસેની જમીન સીધી ન હોય, પણ અર્ધગોળ થઈ ગઈ હોય, ત્યારે તેના દરિયાને ઉપસાગર કહેછે ઉપસાગર જોવે બહુ રૂપાળો લાગેછે એ ઠેકાણે દરિયો શાંત અને તળાવના જેવો લીસો હોયછે તેમા વહાણ નિરાંતે રહી શકેછે. તેમને મોજાનો ઉછાળો, કે અથડાટ લાગતો નથી ડબ્લિનમા મકાનો ઘણા સરસ છે, અને શહેરના ઘણા મોકળા પહોળા, સીધા અને ચાલવાને ખુશનુમા લાગેછે ત્યા 'ફીનિક્સ—પાર્ક' નામનો બાગ છે તે ઘણો ખૂબસુરત છે દુનિયામા જે પહેલા નબ

રના બાગ ગણાય, તેમાનો આ એક છે। એ બાગમા મોહ ઉપજાવે એવી વાડીઓ છે ડબ્લિન નગરમા ઘણા ઘણા સુંદર ચોક છે. તેમને ફરતા ચોમેર શોભાયમાન મકાનો આવી રહેલાં છે; અને વચ્ચોવચ્ચ ઝાડ, ફળ, ફૂલ અને ઘાસથી ભરપૂર બગીચાઓ બનાવી દીધા છે પણ કોઈ મોટુ શહેર બધી વાતે ખોડ ખાપણ વિનાનુ હોય નહીં; ગામ હોય ત્યા ઢેડવાડો પણ હોયજ. શહેરમા વળી કેટલાએક બાગ એવા પણ હોયજ કે જ્યા ગીંધરેહાન અને દુખી દરિદ્રિ માણસોના ટોળેટોળા જોવામા આવેછે. એવા બાગ જેમ લંડનમા છે, જેમ ગ્લાસગોમા છે, તેમ ડબ્લિનમા પણ છે; અને દરેક મોટા શહેરમા તેમ હોયજ ડબ્લિનમા કેટલાએક બહુ ફક્કડ દેવળો છે. એક દેવળ તો ૮૦૦ વરસથી પણ જૂનુ છે, પણ સમરાવી સમરાવીને તેને હમેશા સારી હાલતમા રાખવામા આવેછે. "પૉપલિન" કાપડ હીર તથા ઉનની મેળવણીથી થાયછે, એ વાત મેં તમને આગળ કરી. તેને માટે એ નગર નામીચું છે.

---

## કૉર્ક.

આયર્લાંડની દક્ષિણે કૉર્ક સૌથી મોટુ ગામ છે તે એક સુંદર બંદર છે ત્યા વહાણો આવેછે તે ત્યાથી ખાવાનુ, માખણ, ઇંડા વગેરે બીજા દેશોમા વેચવાને માટે લઈ જાયછે

---

## બેલ્ફાસ્ટ.

આ શહેર આયર્લાંડની ઉત્તરમા મોટામા મોટુ છે એ જાણવા જેવુ અગત્યનું ગામ છે તેમા ઘણી ચીજો થાયછે. વળી, શણના કારખાનાથી તે પ્રખ્યાત છે. એ શહેરમા શણના એવા સરસ કપડા બનેછે કે, દુનિયામા કોઈ ઠેકાણે એવા થતા નથી આયર્લાંડમા શણના છોડ ઉગેછે એ છોડના રેશાને કાંતીકાંતીને એના તાર કરવામા આવેછે એ તાર વણીને શણના લુગડા બનાવવામા આવેછે બેલ્ફાસ્ટ ઘણુ આબાદ અને ગ્લીઆમણુ શહેર છે ત્યાના લોક ઘણા ઉદ્યોગી તથા સહાસિક છે

હાર ખુરશીઓ નાખીને બેસેછે, અને બેઠાં બેઠાં ગૂંથવાનું કામ કરેછ

ફ્રાન્સમાં કેટલાએક રસ્તા ઉપર સફરજનનાં ઝાડ રોપેલાં હોયછે. તમે જેમ જેમ એ દેશના દક્ષિણ ભાગમાં જતા જાઓ, તેમ તે લેઝતદાર મેવાનાં ઝાડ વધારે વધારે આવતાં જાયછે. તમે જે આગળ ચાલશો, તેમ દ્રાક્ષના વેલાથી ભરચક થએલાં ખેતરો ત મારા જોવામાં આવશે. એ વેલા લાંબા વાંસ ઉપર ચઢાવેલા હો યછે; અને લાલ તથા સફેદ દ્રાક્ષના ઝુમખે ઝુમખા ભોંયગુ લચી પડતા તમે જોશો.

કોઈ એક નાના ઘરની ઓશરીમાં વાંસની જાળી ઉપર દ્રાક્ષન વેલા છવાઈ ગયા હોય, અને એક બે અંજીરનાં ઝાડ વાવેલાં હોય તેનાં પહોળાં, મોટાં, ઝાંખાં પાન ભીંત સુધી જઈ પહોંચેલાં હોય એ એક જોવા જેવો દેખાવ થઈ રહેછે.

ફ્રાન્સનાં મીઠાં સુગંધીદાર ફૂલોની ઘણી ફૂલવાડીઓ છે. ગરીબ માણસો તે ફૂલ ચૂંટીને તેના ગોટા ચાલતી ઘોડા–ગાડીઓમાં થોડા પૈસા મળવાની આશાએ નાખેછે. મીનીઓનેટ એ ફ્રેંચ લો કોનું વહાલું ફૂલ છે. તેની વાસ ઘણી મીઠી છે; પણ તેનો રંગ આછો લીલો હોયછે, તે બહુ સરસ લાગતો નથી. પણ જેમ ગુ લાબ એ ઈંગ્લાંડનું ફૂલ છે, તેમ ફ્રાન્સે કમળનું ફૂલ પોતાનું કરી લીધું છે.

ફ્રાન્સમાં જે બાગબગીચા થાયછે, તે ઈંગ્લાંડના જેવા સુંદર નથી. ફ્રાન્સના બાગમાં ઊંચા ઝાડોની બે હારની વચ્ચે રસ્તા ખાંસરાદાર હોયછે; પણ ઈંગ્લાંડના બગીચામાં ઝાડીમાં આડા નાની ખાડા બનાવેલા હોયછે; અને ચોમેર ફરતા ફૂલના કયારા- ના કિનારા ઉપર ઘાસ હોયછે; તોપણ ફ્રેંચ લોકો કદી કદી ઈંગ્લાંડના ગ્લાંડમાં છે, તેવાંજ એ તેઓ તેને 'અંગરેજી બાગ' કહીને ઓળખેછે. રસ્તા વાંકા રહેના લાગશે. કારકમા ભાગ ઉપર ઘણી જાતના ઝાડોનાં લાં ચોગાનેલો પહેરેછે અને લ.દક્ષિણ ભાગમાં બુચનું ઝાડ, ઑલિવ, ગ્યો કરેછે અરહેરેછે, અને ઘણીનાં ઝાડ થાયછે. ફ્રાન્સમાં રોજફળ,

તથા બટાટાનો પાક પણ બહુ નીપજેછે એ દેશના જે ભાગમા જમીન પથરાળી અને કાંકરાદાર છે, ત્યાંથી પણ સરસમા સરસ દારૂ આવેછે. 'ઓક' ઝાડના મૂળમાંથી ફ્રેંચ લોકો બુચ બનાવેછે કેટલેક ઠેકાણે તેઓ ભરવા ઉછેરેછે, અને ઈંગ્લાંડમા તેના જથાબંધ ઈંડા મોકલેછે દક્ષિણના લોકો દરિયામાંથી મીઠું પકવેછે

ફ્રાન્સનો એક ભાગ તો ઘણો ઉજડ છે. એ એક વિશાળ મેદાન છે તેમા ઝીણી, ધોળી રેતીના ડુંગર કેટલાએક ગાઉ સુધી છે. તે પવનના જોરથી ઉડી ઉડીને દરિયામા પડેછે, અને ત્યાંથી પાણીવડે તણાઈ તણાઈને તે રેતી પાછી કિનારે આવેછે. એમ છે, તોપણ એ જગાના લોકો સંતોષી જોવામા આવેછે. અહીંના ભરવાડો પોતાના ઘેટાના ટોળાને ખારામા અને રેતીના મેદાનમા લઈને ફરેછે છેટેથી આ ભરવાડ લોકો ઉનના ઢગના જેવા દેખાયછે. તેઓ પગે ઢુંકા ઊનના મોજા ચઢાવેછે, અને લાકડાના જોડા પહેરેછે તેમના બધા ડીલ ઉપર ઘેટાનું ઉનજ ઉન જોવામા આવેછે. તેઓ આપણા દેશના નટની પેઠે બે વાંસ ઉપર ચાલેછે, તેથી તેઓ લાંબે ડગલે ઘણા ઉતાવળા જાયછે. તેઓ વળી પોતાના વાંસાને ઓઠીંગણ દેવાને એક ત્રીજો વાંસ પછાડે રાખેછે, તેથી તેમને ઘણીજ નિરાંત રહેછે તેઓ ચાલતા ચાલતા ગૂંથી પણ શકેછે. દહાડાના દહાડા સુધી તેઓ જમીન ઉપર પગ પણ મૂકતા નથી અને ગૂંથવાનું કામ જરા પણ રોકતા નથી. તેઓ માછલા, ડુંગળી અને જરા લસણની સાથે જવની રોટલી ખાયછે તે રોટલી દશ કે પંદર દહાડા ઉપર સેકેલી હોયછે એનો ખોરાક સાથે લઈને તેઓ ફરતા ફરેછે. તેઓ તુંબડામા કાંઈક પીવાનું રાખેછે તે તુંબડું તેઓ પોતાને ખભે લટકાવીને ફરતા ફરેછે.

જ્યારે કોઈ અંગરેજ મરણ પામેછે, ત્યારે બીજા બધા ભાઈઓ કરતાં મોટા ભાઈને ધણી નાર સૌથી વધારે હિસ્સો મળેછે; પણ ફ્રાન્સમા તો સૌ છોકરાને સરખો ભાગ મળેછે એ કારણથી ફ્રાન્સમા મોટા બાગબગીચા અને સુંદર સ્થળો થોડાછે, પણ નાના વાડીવજીફા અને નાના દ્રાક્ષ-બાગના ઝાઝ છે ખેડુત લોકો એટના બધા

કૃતો આવી ગયા હતા, તેઓ રાજા થયા નહતા, અને તેથી તેઓ ઝાઝું રાજ્ય કરવા પામ્યા નહીં. એ વંશનો છેલ્લો રાજા ફાલ્પિ ઞાના પોતાના મહેલમાથી એટલી ઉતાવળથી નાસભાગ કરી કે તેને કે પોતાના કપડા લેવા પણ તેનાથી રહેવાયુ નહીં. બાજા પણ અર્ધું પડ્યું મૂકીને તેને દોડવું પડ્યુ×. તેના પેટમા એવી ધા સ્તી હતી કે જો હું પકડાઈશ, તો તેઓએ મારા બાપને અ મારા કાકાને જેમ મારી નાખ્યા છે, તેમ મારૂ પણ તેઓ માર કાપી નાખશે તે પછી મોટા નેપોલિયનના ભત્રિજાને ફ્રેંચ લોકોએ ગાદી ઉપર બેસાડ્યો, અને તેને ત્રીજો નેપોલિયન કહેવા લાગ્યા તેણે અઢાર વર્ષ રાજ્ય કર્યું અને તે પછી તેણે જર્મની સાથે લડાઈ આરંભી. તેમા તેની હાર થઇને તે કેદ પકડાયો*. સાથ છૂટ્યા બાદ પોતાની રાણીને લઇને તે ઇંગ્લાંડ ગયો. એ બાઇ તેના રૂપને માટે પ્રખ્યાત હતી. તેને એકનો એક દીકરો હતો આ બનાવ બન્યા પછી ફ્રેંચ લોકો બોલવા લાગ્યા કે, હવે અમારે રાજાનો ખપ નથી તે વખતથી ફ્રાન્સમા પ્રજાસત્તાક રાજ્ય થયુ તે આજ પણ તેમજ છે. ને રાજ્યના મુખીને પ્રમુખ કહેછે. તે સાત સાત વરસે બદલાયછે અને નવો પસંદ કરવામાં આવેછે ત્રીજો નેપોલિયન મરતા સુધી ઇંગ્લાંડમાજ રહ્યો તેનો નાનો દીકરો સિપાઇગીરીની કળા શીખવાને વૂલિચ ગામમા ગયો. તે ઘણો બહાદુર હતો, છતા એવો સુકુમાર હતો કે દરેક જણ તેના ઉપર વહાલ કરતું અગરેજી લશ્કર સાથે તેણે આફ્રિકામા જવાની રજા માગી. જે દિવસે એ નીકળવાનો હતો, તેની આગલી રાત્રે તે મોડે સુધી બેઠો અને પોતાનું વસીયતનામું તેણે લખ્યુ. તે લેખમા તેણે પોતાના સઘળા નિમકહલાલ નોકરોને યાદ કર્યા અને પોતાની માને એટલે સહેનશાહ બાનુને માટે બહુ હેતે કરીને તેમ લખ્યુ હતુ, એટલુજ નહીં, પણ આપણી વહાલી રાણીને તથા દેશને ભારે ઉપકારના વચનથી સંભાર્યા હતા.

---

× ઈ. સ. ૧૮૪૮. * ઈ. સ ૧૮૭૦. † ઈ. સ. ૧૮૭૯.

ડવાની કળા પણ એક ફ્રેંચે શોધી કાઢી છે. તેનું નામ નીપ્સ હતું. 'ગાસ'ના દીવા સળગાવવાનું પણ ફિલિપ લબૉં નામના ફ્રેંચે શોધી કાઢ્યું હતું. એ કામ પાછળ તેને ત્રીશ વરસ સુધી મંડયા રહેવું પડ્યું હતું. એ બાબતના પ્રયોગે કરવામાં તે પૈસે ટકેથી એવો ખુવાર થઈ ગયો કે તે દુઃખી હાલતમાં ગુજરી ગયો. તેની શોધ પછવાડે અંગ્રેજ લોકો મંડી પડયા, અને તેનું પરિણામ એ થયું કે પારિસ શહેરની પહેલાં બે વરસ આગમચ લંડન નગરમાં ગાસના દીવા બળવા લાગ્યા.

## પારિસ.

પારિસ શહેર લંડન નગર જેવડું તો મોટું નથી પણ તે વધારે મોજીલું અને રંગીલું શહેર છે. તેમાં મોટા વિશાળ ચોક અને લાંબા, ઝાડ પાનવાળા રસ્તા છે. ઝળક ઝળક થઈ રહેલા ફુવારા અને ભપકાદાર મહેલો છે, પ્રાચીન દેવાલયો રંગીન કાચની બારીઓથી સુશોભિત થઈ રહેલાં છે. ખુબીદાર પૂતળાં અને મૂર્તિઓ છે; અને મન કહ્યું ન કરે એવી ઝગઝગતી ચીજોથી ભરેલી દુકાનો છે. દુનિયામાં સૌથી મોટું પુસ્તકાલય એ શહેરમાં છે; અને ઘણા નામાંકિત ચિત્ર-કામનો પણ સંગ્રહ કરવામા આવ્યો છે. એ શહેર પાસે સેન નદી છે. તે ઉપર બાવીસ તો પૂલ બાંધવામા આવ્યા છે; અને ફ્રેંચ લોકોએ જે લડાઇઓમા ફતેહો મેળવી છે, તેની યાદગીરી માટે મહેરાબો ઉભાવેલા છે.

ઉમદામાં ઉમદા અને નવામાં નવા નમુનાનો પોશાક પહેરીને લોકો સુંદર પહોળા રસ્તા ઉપર ઘોડા-ગાડીઓમાં બેસીને કેટલાએક માઈલ સુધી ફરવા જાયછે. ત્યાંથી પછી બ્વૉં ડ બૂલૉંનના તેમના વહાલા મેદાનમાં તેઓ ઉતરી પડેછે. જૂદી જૂદી તરેહના પોશાક અને જૂદી જૂદી જાતની ગાડીઓ જોવાની ઘણી રમુજ પડેછે. ત્યાં લોકો ખુરશીઓ ઉપર, લીલા ઘાસ ઉપર, પહોળા રસ્તાની બાજુ ઉપર આવીને હરદમ બેસેછે, અને છોકરાંનાં ટોળે ટોળાં તથા તેમની આયાઓ પણ ત્યાં આવીને ગમન કરતાં નજરે પડેછે.

ત્યાં વળી અનેક ઝાડની કુંજ–ગલીની પેઠે લાંબી ઝાડીઓ છે. હાલમાં જાપાન દેશમાંથી એક ઘણાજ ખૂબસુરત ઝાડને પારિસ-માં લાવીને વાવ્યું છે.

વળી પારિસમાં એક પ્રાણિ–ગ્રહ છે. તેમાં સઘળી જાતનાં જનાવરોને રાખવામાં આવેછે. એ શહેરની તળે ઘણી સુરંગો પાડીને રસ્તા કરેલા છે. તેને 'કાટાકોમ' કહેછે.

વળી પારિસમાં ઘણાં કાવાખાનાં છે. ત્યાં લીંબુનો શરબત, મીઠાઈ, બુંદ, બરફ અને બીજી સુંદર વસ્તુઓ વેચાયછે. કાવાખાનાની સામા, બહાર રસ્તા ઉપર ખુરશી અને નાની મેજો હમેશાં ગોઠવવામાં આવેછે. ત્યાં લોકો બેસીને વાતોના તડાકા મારેછે.

રસ્તામાં સડકો ઉપર હમેશાં હસવા બોલવાના અવાજ સાંભળાયાજ કરેછે. વળી, હામહામ ચોપડીઓ અને વર્તમાન–પત્રોની નાની નાની દુકાનો હોયછે; કેમકે ફ્રેંચ લોકો રસિક ચોપડીઓ વાંચવાના શોખી હોયછે, અને દેશદેશના તાજા સમાચાર જાણવાને તેમને ગમેછે.

ફ્રેંચ લોકોને ફક્કડ પોશાક પહેરવો બહુ ગમેછે. અઠવાડીએ અઠવાડીએ નવનવી ઢબ નીકળેછે. તરેહ તરેહની ટોપીઓ બનતી જાયછે, અને નવનવા રંગ દાખલ થતા જાયછે. એવી નવનવી ઢબની તસવીરો ખેંચીને બીજા દેશોમાં મોકલવામાં આવેછે, અને આખા યૂરપ ખંડના તથા અમેરિકા ખંડના લોકો પારિસ–વાસીઓની પેઠે કપડાં પહેરવાનું પસંદ કરેછે.

પારિસ શહેરમાં એક આખા ઘરમાં એકજ કુટુંબ રહેતું નથી. મકાનની એક એક ભોંય ઉપર એક એક કુટુંબ રહેછે. તમે એક ઘરમાં પેસીને દાદર ઉપર ચઢીને જુઓ તો ત્રણ દરવાજા તમારી નજરે પડશે. એક બારણામાં પેસો તો બેસવાના દીવાનખાનામાં જવાય; બીજા બારણામાં પેસો તો જમવાના ઓરડામાં જવાય, અને ત્રીજા બારણામાં જાઓ તો એક મોટા સૂવાના ઓરડામાં જવાશે. આ ઓરડાઓને અડખે પડખે રસોડાંના ઓરડા અને બીજા સૂવાના ઓરડા હોયછે. ઈંગ્લાંડના ઓરડાઓ જેવા આ ઓરડાઓ સોજા અને સુખદાયક નથી. શિયાળામાં બધી જમીન ઉપર શેતરં-

રૂગ્નો પાથરવામા આવેછે. તે વસંત ઋતુમાં એક માણુસ આવીને સાફ કરવાને ઉપાડી જાયછે. તે પાછો બીજો શિયાળો આવતા પહેલા પાછી લાવેછે. બીછાના બહુ મજેનાં હોયછે તેના ઉપર છત્રી રાખતા નથી, પણ ઉપરથી ચારેગમ પડદા લટકતા રહે છે. એવા પલગ ઇંગ્લાંડમા પણ જોવામાં આવેછે. તે ફ્રેંચ-પલગ કહેવાય છે. ઘરની બારીઓ બારણાની પેઠે ઉઘડેછે અને દેવાય-છે ફ્રેંચ લોકાને ઘરેણાં બહુ ગમેછે. તેઓ નાના નાના વાગતા ઘડિયાળો, પૂતળાં, રમકડા અને વાસણકુસણ પોતાના બધા ઓર-ડાઓમા ગોઠવીને મૂકેછે

એક બાબતમા તો લંડન કરતા પારિસ વધારે ખુશનુમા છે. પારિસમા ધૂમાડાનું તો નામ ગમે નહીં. લંડનમા જેમ બધુ મ-ણુજ કાળું થઇ રહ્યું છે, તેમ પારિસમા નથી. એમ શાથી હશે તે તમે જાણોછો ? તેનું કારણ એમ છે કે પારિસમા કોલસાને ઠે-કાણે લાકડાં બાળવામાં આવેછે, તેથી દેવતા હલાવવાને લોઢાની સીક એ શહેરમાં વાપરવી પડતી નથી, પણ લાકડા ફેરવવાને માત્ર ચીપીઆ રાખવા પડેછે.

પારિસ શહેરની અંદર કરતા બહાર વધારે ન્હોહ્યાઓ છે. બાગબગીચાઓ, ફુવારાઓ અને તસ્વીરોનો પાર નથી 'ગોબ્લાં' નામનુ એક સુંદર બુટ્ટીદાર કપડું થાયછે તેનું અહીં કારખાનું છે. જે કારીગર આ કપડું બનાવેછે, તેને તો તે તર્ફ પીઠ ફેરવીને બે-સવુ પડેછે, તેથી જે ગજેનુ કપડુ તે વણનો જાયછે, તે તેનાથી જોઇ શકાતું નથી. એવીજ રીતે અમદાવાદમાં ખૂબસુરત શેતર-જીઓ વણવામા આવેછે વણકર વાંસેથી વણતો જાયછે એટલે તેનાથી તે દેખાતુ નથી, પણ તમે સામા બેઠા હો, તો વણાટ-કામ ખુશીથી જોઇ શકો. પારિસમા વળી દિલપસંદ ચીનાઇ વાસણનુ પણ એક કારખાનું છે. તેને સેવરના ચીનાઇ વાસણ કહેછે. એવા કોઇ ઠેકાણે બનતા નથી.

પારિસ શહેરની બહાર કેટલીએક સુંદર ડુંગરીઓ છે તેમા એકનુ નામ બેલ-વીલ છે તેનો અર્થ સુંદર-શહેર એમ થાયછે એ જગાનુ નામ ગમે તેવુ રૂપાળુ રાખ્યું છે, પણ એ ઠેકાણે જે

લોકો રહેછે, તે નગીજ નિર્ધન અવસ્થામા છે તે લોકો 'સામાન્યિષ્ટ' કહેવાયછે, કેમકે તેમનો એવો સિદ્ધાન્ત છે કે જે ધનદોલતનું ઉપર્જન થાય, તે સર્વેની વચ્ચે 'સામાન્ય' ગણવી જોઇએ તે ઉપર કોઇનો વત્તો અગર ઓછો હક સમજવો નહીં. સૌ લોકનો સરખો ભાગ સમજવો. જ્યારે જર્મન-વિગ્રહની સમાપ્તિ થઈ* ત્યારે એ સામાન્યિષ્ટોએ પારિસ નગરને બાળી નાખવાની કોશીશ કરી, કેમકે તેઓ જાતે બહુ દુખી હાલતમા હતા; પણ એમાના ઘણા માણસો પકડાયા અને તેમને એ ગુન્હાની કોશીસ માટે મોતની સજા કરવામા આવી



## લાન્યસ.

ફ્રાન્સમા આ બીજા નબરનુ શહેર છે. તે રેશમ અને મખમલને માટે પ્રખ્યાત છે તે ર્‍હોન નદી ઉપર છે એ નદી સેન નદી કરતા સરસ છે તેમા કોઇ કોઈ વાર પૂર આવેછે, તેથી ઘણા માણસ ડૂબી જાયછે



## બોર્ડો.

એ શહેર ગારોન નદી ઉપર છે તેના ઉપર સુંદર પુલ બાંધેલો છે બૉર્ડોના નવા શહેરને 'હસતું નગર' કહેછે તેની હવા મધુરી અને સ્વચ્છ છે તેમા સરસ ચોક અને છાયાદાર રસ્તા છે. જૂના શહેરમા એક મેરુ દેવાલય છે તેમા ઘણા અજબ જેવા જૂના ઘર અને સાકડા રસ્તા છે બોર્ડોમાથી પીવાનો દારૂ પુષ્કળ આવેછે.



## ઑર્લીન્સ.

ફ્રાન્સમા લૉર નદી બીજી બધી નદીઓથી લાંબી છે તે ઉપર ઑર્લીન્સ શહેર છે તેમા એક જુવાન કુમારિકાનુ ખૂબસુરત બાવલુ છે તેને બખ્તર પહેરાવનામા આવ્યુ છે આ છોકરીના ક-

* ઈ. સ. ૧૮૭૧.

વન–ચરિત્રની વાત તમને ગમે એવી છે. તેને કોઈ વાર જોન ઑફ આર્ક કહેછે અને કોઈ વાર ઍાર્લીન્સની કુમારિકા પણ કહેછે.

આ બહાદૂર દેશાભિમાની બાઈ ફ્રાન્સમાં ડૉમ્રેમી નામે ગામના એક ખેડુતને ઘેર જન્મી હતી.* એ સમામાં લોકો ઘણુ અજ્ઞાન હતા. માત્ર મોટા લોકો અને પાદરીઓને લખતાં વાંચતાં આવડતું હતું; તેથી જોન મોટી થઈ, પણ ગામમાં કોઈ નિશાળ નહોતી કે તે ત્યાં ભણવા જાય; પણ તેની માએ તેને શીવનાં તથા ગૂંથતાં શીખવ્યું. વળી, તે ઘરનું કામકાજ કરતાં પણ શીખી કુવેથી પાણી ભરી લાવે, પોતાની ગાયોને દૂહે, અને કોઇ કોઈ વાર તો તે તેના બાપને ઘેટાં ચરાવવાને લાવવા લઈ જવામાં મદદ કરે. એ પ્રમાણે એ કુટુંબ બધી વાતે સુખી હતું; એટલામાં તે લૉરેઇન પ્રાંતમાં રહેતાં હતાં, ત્યાંસુધી લડાઇનું રણ–શિંગ આવી પહોંચ્યું. આ વેળાએ ફ્રાન્સની ખરેખરી અવદશા બેઠી હતી. ઇંગ્લાંડના રાજાને ફ્રાન્સના રાજા સાથે લડાઈ ચાલતી હતી. ફ્રાન્સનો ખરો રાજા મરણ પામ્યો હતો; અને આ રણસંગ્રામને લીધે તેના દીકરાનો રાજ્યાભિષેક થઈ શક્યો નહતો. એક આખા વરસ સુધી તો અંગરેજો જીતતા ચાલ્યા. આ સમયે ફ્રાન્સના ગરીબ લોકોનું દુઃખ એવું ત્રાસજનક હતું કે તે લખ્યું જાય તેમ નથી. સઘળા મોટા અમીર ઉમરાવો લડાઇમાં ઉતર્યા હતા. કોઈ અંગરેજોના પક્ષમાં, તો કોઈ તેમની સામા. આખા દેશ ઉપર ઘોડ–સવારો રખડવા લાગ્યા અને ગરીબ લોકોને લુટવા લાગ્યા અને તેમને બધી વાતે હેરાન કરવા લાગ્યા. તેવામાં લશ્કરના કેટલાએક સિપાઇઓ ડૉમ્રેમી ગામમાં આવી પહોંચ્યા. જોનને તથા તેના આખા કુટુંબને જીવ લઈને નાસવું પડયું. તેઓ જંગલમાં નાસી ગયાં. જ્યારે પેલા સિપાઇઓ લુટફાટ કરીને તે ગામમાંથી ગયા અને નાસી ગએલા લોકો પાછા આવ્યા, તો તેમણે શું દીઠું? જોનનું ઘર ખેદાનમેદાન થઈ ગયું હતું, બારણાં ભાગી નાખ્યાં હતાં અને ઘરમાંનો જેટલો સામાન લઈ જવાય, તેટલો તે લુટારા લઈ ગયા

* ઈ. સ. ૧૪૧૨.

હતા, અને બાગીનાનો નાશ કરી નાખ્યો હતો. એ દુઃખી કુટુંબને હવે દોહેલા દહાડા કાઢવાના હતા. ઘરમાં ખાવાનું મળે નહીં; વળી, તેમનું ખેતર ધૂળધાણી થઈ ગયું હતું. આથી તેઓ મહાસંકટમાં આવી પડ્યાં. એમ કહેવાયછે કે એક પીઠીવાળાને ત્યાં જોન ચાકરડી રહીને તેના કુટુંબને મદદ દેવા લાગી.

એ બાઈ ઘણી ધર્મ-પરાયણ હતી. તે વારંવાર વ્રત અને અપવાસ કરતી તથા પરમેશ્વરની પ્રાર્થના કરતી. એક દિવસ એવું બન્યું કે, તે અપવાસ રહી હતી; તેવામાં તે પોતાના બાપની વાડીમાં બેઠી હશે. તેના ઘર ઉપર જે દુઃખનો આભ તૂટી પડ્યો હતો અને પોતાનો બધો દેશ દુઃખના દરિયામાં ડૂબ્યો હતો, તેના વિચાર તેના મનમાં એક પછી એક આવ્યા કરતા હતા અને તેનું કાળજું તેની અસહ્ય વેદનાથી ચીરાઈ જતું હતું; તેવામાં જાણે કોઈ ગેબી અવાજ તે સાંભળતી હોય એમ તેને લાગ્યું. તે અવાજે તેને કહ્યું કે, ઉઠ, જા, તારા દેશને અને તારા રાજાને મદદ કર. તેણે આ બોલ સાંભળ્યા પણ તે બિચારી કરે શું ! કેમકે તે એક ગરીબ બાળ-કુમારી હતી. આવા ગેબી અવાજ પાંચ વરસ સુધી તેણે સાંભળ્યા. તે હમેશાં તેને મદદ કરવાને બોલાવતા હોય એમ તેને લાગતું. છેવટે, તેણે મન સાથે નક્કી કર્યું કે, જોઇએ, વારૂ, મારાથી શું બની શકેછે, તે મારે કરી તો જોવું. પ્રથમ તો તેની વાત ઉપર કોઇએ કાન દીધો નહીં. જેને કહેવા જાય, તે બધા તેને ગાંડી ગણવા લાગ્યા. આમ છતાં તેણે પોતાની વાત મૂકી નહીં. આખરે તે જેમ તેમ કરીને ફ્રેંચ શાહજાદા પાસે જઈ પહોંચી. શાહજાદો મોટા મોટા અમીર ઉમરાવોના ટોળામાં ઉભો હતો. તે સર્વેનો પોશાક ઉમદા હતો. તેમાંથી જોને શાહજાદાને આગળ કદી દીઠો નહોતો તોપણ તરત ઓળખી કાઢ્યો. એ વેળા એ ઑર્લીન્સને અંગરેજોએ ઘેરો ઘાલ્યો હતો* અને તે અંગરેજોને હાથ જવાની તૈયારીમાં હતું. જોને આવીને શાહજાદાને જાહેર કર્યું કે, ઇશ્વરની એવી ઇચ્છા છે કે મારે તારી મદદે આવવું, અને હું તને તેની આજ્ઞા પ્રમાણે

---

* ઈ. સ. ૧૪૨૮.

ફ્રા મનો રાજા બનાવીશ. તેણે વળી શાહજાદાને કહ્યુ, જો તુ મ ને થોડા સિપાઇઓ આપે તો હુ જઇને ઓર્લીન્સનો બચાવ કરીશ શાહજાદાએ એ વાતની હા પાડી. તેણે કેટલાએક મનાગે આપ્યા વળી જોનને ચડવા માટે એક મજેનો કાળો ઘોડો આપ્યો જોને દૂધ જેવા ધોળા રગનુ બખ્તર પહેર્યું એ જમાનામા જે કોઈ લડવા જાય, તે બખ્તર પહેરીને જતુ. જોને પોતાના ડાબા હાથમા એક ખૂબસુરત નિશાન લીધુ અને એક નાની તરવાર દેવળમાથી લઇને તેણે પોતાના કમરબદે બાધી આ પ્રમાણે પોશાક પહેરીને તેણે ઘોડ–સવારોની સરદારી હાથ કરી એ બાઇ એવી તો બહાદૂર હતી કે, તેને જોઇને તેના સવારો પણ બહાદૂર બની ગયા અગ્રેજ લોકો તદન હાર ખાઈ ગયા અને જોન વાજતે ગાજતે ઓર્લીન્સ શહેરમા દાખલ થઈ. તેણે આવી રીતે પરાક્રમ કરીને અંગરેજો ઉપર જીત મેળવીને ઓર્લીન્સ શહેર તેમના હાથમાથી લીધુ, માટે તેને ઓર્લીન્સની કુમારિકા કહેછે આ બનાવ બન્યા પછી તે જ્યા જાય, ત્યા તેની સરદારી હેઠળ લશ્કર ખુશીથી જવા લાગ્યું. તેણે વળી બીજી લડાઈઓમા ફતેહપર ફતેહ મેળવવા માડી અને બીજેજ મહિને તેણે ર્‍હીમ્સ શહેર હાથ કર્યું આ સ્થળે તેણે શાહજાદાને રાજ્યાભિષેક કર્યો અને તે ફ્રાન્સનો રાજા થયો * આ પટ્ટાભિષેકની ક્રિયા એક ઘણા શોભાયમાન દેવળમા કરવામા આવી. ફ્રાન્સના બધા રાજાને એ ઠેકાણેજ મુગટ પહેરાવવાની ક્રિયા હરહમેશ કરવામા આવેછે આ સમળે પ્રસગે જોન ઘણી શરમાળ અને અસીલ હતી તે બોલતી કે, હુ કોઇનો પણ પ્રાણ લેવાને મારી તરવાર ઉગામીશ નહીં, હુ તો મારા નિશાન ઉપરજ ખરી મમતા રાખુછુ હવે તેણે રાજાને કહ્યુ કે, મારૂ કામ પૂરૂ થયુ છે, તેથી મને મારે ગામ મારા માબાપ પાસે જવાની હવે રજા આપો, પણ અગરેજો હજુ ફ્રાન્સમાથી ગયા નહતા, અને તેથી રાજાએ જોનને કહ્યુ કે તુ એક વાર આ અંગરેજને આપણા આખા દેશમાથી કાઢ, તે વિના હુ તને જવા દેનાર નથી, તેથી તે ફરી એક લશ્કર લઈને અંગરેજોની સામા ચાલી, પણ હવેથી તેનો દહાડો વાકો થયો હવે તે હાર ખાવા લાગી. છેવટે

* ઈ સ ૧૪૨૯.

અંગરેજોએ તેને કેદ પકડી. એ જમાનામાં લોકો ઘણા અજ્ઞાન અને વહેમી હતા. જોનનાં આગળનાં પરાક્રમ જોઇને અંગરેજોના પેટમાં ધાસ્તી પેસી ગઈ હતી. તે કોઈક ડાકિણ કે અલૌકીક પ્રાણિ છે, એમ તેઓ માનવા લાગ્યા. તેમણે જ્યારે એને નજરે જોઈ, ત્યારે તેઓ નવાઈ પામ્યા અને કહેવા લાગ્યા કે આ તો કોઈ ગામડાની ભલી કુમારિકા દેખાયછે; પણ જે લોકો અજ્ઞાની અને વહેમી હોયછે, તેઓ ઘાતકી પણ હોયજ; તેથી તે વખતના અંગરેજોને આ જુવાન કુમારિકાને જોઇને કાંઈ દયા આવી નહીં; પણ તેને ડાકેણ માનીને તેમણે તેને જીવતી બાળી દેવાનો ઠરાવ કર્યો. અંગરેજ લોકોએ આવું ભૂંડું કામ કર્યું એ તેમના ઉપર મોટું કલંક છે; પણ તેથી વધારે કાળું કલંક તો ફ્રાન્સના રાજાને કપાળે ચોટ્યું; કારણકે તેના વડે તેને ગાદી મળી અને તેના એવડા બધા ઉપકારમાં છતાં તે તેને ઉગારવાને આવ્યો નહીં, પણ બાયલાની પેઠે પોતાના મહેલમાં ભરાઈ બેઠો! એ બાઈ તો ઘણી બહાદુર હતી. પોતાના માથા ઉપર આવી પડેલી આફત ઘણી ધીરજથી તેણે ખમી તેને રૂઆં શહેર*માં બાળી દીધી, તે વેળાએ તે પૂરાં વીસ વરસની પણ નહોતી. રૂઆં શહેર ફ્રાન્સની ઉત્તરમાં છે. જે ઠેકાણે જોનને બાળી, ત્યાં એક ચોતરો કરાવેલો છે અને તે ઉપર એક દેવાંગનાની ખૂબસુરત મૂર્તિ ખડી કરી છે. આ ઘાતકી કામ કરવામાં આવ્યું, તે વખતનાં કેટલાએક જૂનાં મકાનો અને દેવલો આજ પણ હજુ એ ઠેકાણે તેમનાં તેમ છે. ફ્રાન્સમાં આજ પણ જોનના નામને લોકો માન અને મમતાથી યાદ કરેછે. ઑર્લીન્સની કુમારિકા જોન ઑફ આર્કની ઘણી સરસ કવિતાઓ અને નાટકો રચાયા છે અને તેની ઘણી મોહક તસ્વીરો ચીતરાઈ ચૂકી છે.




* ઈ. સ. ૧૪૩૧.

## સ્પેઇન.

આ દેશ ફ્રાન્સની દક્ષિણે છે, તેની પશ્ચિમે પોર્ટુગલ છે અને દક્ષિણ તથા પૂર્વે ભૂમધ્ય સમુદ્ર આવેલો છે એ દેશ ઘણો ખૂબસુરત છે તેમા ઘણા ડુંગર છે, અને ઘણા મોટા મેદાન છે. ત્યા ઝાડપાનની લીલા સુંદર છે ત્યા આકાશ હમેશા નિર્મળ અને શુદ્ધ રહેછે

એ દેશમા સપાટ અને લીસા મેદાન નથી, પણ તે ખડબચડા છે ત્યાના સીના ઉંચા કિનારા ઉપરથી હેઠે ઉતરી પડવાનુ અને ટેકરા ઉપર ચડવાનુ છોકરાઓને બહુ ગમેછે એવા ચઢ-ઉતર મેદાનોમા તમારે સાતાકૂકડી રમવુ હોય, તો બહુ રમુજ પડે; પણ આગળ તો એકવાર એ ઠેકાણે લુટારાઓ ફરતા તેવો કોઈ જમ જેવો ત્યા ગો બેથી પડે, તો રમવાનુ ક્યાએ ખૂણામા રહી જાય

સ્પેઇનમા આગળ લુટારાઓ બહુ હતા. તેઓ પહાડના કોતરમા અને જંગલની ઝાડીઓમા ભરાઈ રહેતા જો તમે એ દેશમા ફરવા નીકળો, તો રસ્તાની બાજુ ઉપર કાળા થાભના ઉભા કરેના તમારા જોવામા આવશે. તે ઉપર કંઈ લેખ લખેના હોયછે. એક થભ ઉપર એમ લખેલુ છે કે, અહિ ઈ. સ. ૧૮૪૦ ના મે મહિનામા ચાર્લ્સ નામના માણુસનુ ખૂન થયુ હતું. વળી, એક બીજા ઉપર લખ્યુ છે કે, જૂનીઆ નામની એક બાઈને તથા તેના છોકરાને આ ઠેકાણે ઈ સ ૧૭૭૩ ના જાનેવારી મહિનામા ઠાર મારવામા આવ્યા હતા એવી રીતે એ લુટારા હરામખોર લોકો જે જે જગાએ બાપડા મુસાફરોને મારી નાખતા, તે તે ઠેકાણે એંધાણ રાખવાને એક આરી નિશાનીવાળો કાળો થભ ઉભો કરવામા આવતો

તમે ત્યા મુસાફરી કરતા હો તેવામા કોઈ કોઈ વેળા તમારે કાને ઘટ-નાદ આવેછે અને દૂરથી જાણે માણુસો ગાતા હોય તેવો ઊંડો સ્વર તમારા સાભળવામા આવેછે. એ સાભળીને તમારે એમ ડર ન ખાવો કે વાટપાડુ લુટારાને આવતા હશે, કેમકે એવા લોકો તો ચુપચુપ આવે છે. પણ આ તો ખચ્ચરો ભાર ભરીને લઈ જાયછે, તેમની ડોક ટોકરા, ઘૂઘરા કે ઘટ બાધેલા હોયછે તેમને માણુસો હાકતા જાયછે અને ગમતને વાસ્તે રસ્તામા ગાતા જાયછે

પણ આમ તો જુઓ, પેલુ રસ્તામા શુ છે? એ તો તમે ઘણી વાર

જેવું હોય, એમ જણાયછે. તે આપણા દેશનાં ગાડાંને ઘણી વાતે મળતુ આવેછે. પણ તેને બળદ જોડેલા છે. આપણા દેશી બળદ કરતા ઘણા મોટા છે; અને આપણા બળદને ખુંધ હોયછે તેવી આ બળદોને હોતી નથી.

ઇતિહાસ—સ્પેઇનનો ઇતિહાસ અજાએબ જેવી વાતોથી ભરપુર છે. તેમાં લડાઇઓ લડ્યાની વાતો આવેછે, શહેરોને લશ્કરોએ ઘેરા ઘાલ્યાનાં વર્ણન આવેછે, અને બહાદૂર વીર—પુરૂષોના પરાક્રમનાં વૃત્તાન્ત આવેછે. ઘણા વરસ ઉપર* આફ્રિકામાંથી મૂર જાતના લોકો આ દેશ ઉપર ચઢી આવ્યા; અને તેના દક્ષિણ ભાગ ઉપર તેમણે સાતશેં વરસ સુધી હકુમત ચલાવી. આ લોકો ધર્મે મુસલમાન હતા. એ લોકોમાંથી ઘણા રાજા જેવા બહાદૂર હતા તેવાજ ડાહ્યા હતા. તેમણે શોભાયમાન શહેરો બંધાવ્યા; તેમાં ઘણા રાજમહેલો અને મસ્જીદોના જંગી મકાનો ઉઠાવ્યા. એ એવાં તો સુંદર અને સુશોભિત હતા કે આજ તેના ખંડીએર પડ્યાં છે, તે જોવાને પણ ઘણા મુસાફરો ત્યાં હરવખત જાયછે. તેમણે મનહર બાગબગીચા બનાવ્યા અને એશિયા તથા આફ્રિકામાંથી નવનવી તરેહના છોડ મંગાવીને સ્પેઇનમાં ઉછેર્યા. એ લોકોના અમલમાં સઘળી જમીન એવી સરસ રીતે ખેડાતી હતી કે જ્યાં જુઓ, ત્યાં જાણે લીલો બગીચો જોઈ લ્યો. તેમની રાજધાનીનું શહેર કોર્ડોવા હતું. તેમાં નિશાળો તથા પાઠશાળાઓ સ્થાપવામાં આવી હતી. તેમાં વિદ્યા શીખવનારા એવા તો મોટા પંડિતો હતા કે યૂરપખંડના બધા દેશોમાં લોકો અહીં ભણવાને આવતા એ સમયમાં યૂરપ કોઈ પણ બાબતમાં સુધરેલો ખંડ નહતો; અને તેથી જેટલી વિદ્યા કોર્ડોવાની પાઠશાળામાં શીખવવામાં આવતી, તેટલી વિદ્યા બીજે કોઈ ઠેકાણે નહતી.

પણ છેવટે એ મૂર મુસલમાનોએ બેવકૂફીના કામ કરવા માંડ્યાં. તેમણે માંહોમાંહે લડવા માંડ્યું, અને રૈયત ઉપર રાજ્ય ચલાવવામાં અંધેર કરવા માંડ્યુ, તેથી ઉત્તર પ્રદેશના સ્પાનિયર્ડ લોકોએ ભેળા થઇને તેમને સ્પેઇનમાંથી તગડી મૂક્યા※ તે પછીથી

* ઈ. સ ૭૨૨. ※ ઇ. સ. ૧૪૯૨.

સ્પેઈનમા એ દેશનાજ રાજા રાણી રાજ્ય કરતા આવ્યા છે. તેમાના ઘણાએક તો બહુ ખરાબ રીતનો રાજ્ય-વહીવટ કરી ગયા છે હાલ-મા ત્યા જે રાજા છે, તે નાનો બાળક છે તેનો બાપ મરી ગયો, તેના-મા એનો જન્મ થયો છે પણ એ કુવરની મા ડાહી અને ભલી છે. તેના ઉપર આખા દેશની પ્રીતિ છે તેનો કુવર ઉછરીપાછરીને મોટા થશે અને ભણીગણીને રાજ્ય ચલાવવા લાયક ઉમરનો થશે, ત્યાસુધી આ રાણી રાણી સારી રીતે સ્પેઈન ઉપર રાજ્ય ચલાવશે.

પ્રાણિઓ —સ્પેઈનની ઉત્તરમા કેટલીએક જાતના જગલી જનાવરો થાયછે, જેવા કે ડુક્કર અને વરૂ. બાપડા ભરવાડોને ડુ-ક્કર કરતા વરૂની બીક બહુ લાગેછે. તેમના મોટા કુતરા ડુક્કર સાથે હોસે લડીને તેમને હરાવેછે, પણ વરૂ આગળ તેમનુ ચાલતુ નથી. વરૂને તીણા દાત અને નખ હોયછે તે એવુ ખધુ પ્રાણિ છે કે દરેક જનાવરના ડીલના કયા ભાગ ઉપર હલ્લો કરવાથી હાથ આવશે, તે તે જાણેછે તે બળદને કે ગોધાને દેખે કે તેની ગરદનને ધસીને બાઝેછે, અને ઘોડાને દેખે કે તેના થાપા ઉપર જઈને છાપો મારેછે.

સ્પેઈનના ડુગરોની ખીણોમા ઘોડાના મોટા ટોળે ટોળા ફરતા ફરેછે જ્યારે ઘોડીઓ કોઈ વરૂને આવતુ દેખે એટલે તેઓ પોતા-ના વછેરાને પોતાની પછવાડે રાખેછે, અને બધી ઘોડીઓ પોતાના પૂછડા વછેરા ગમ રાખીને ગોળ કોટની માફક વછેરાને વચમા રાખી-ને ઉભી રહેછે જે ઘોડી ભણી નાહર જવાનુ કરે કે તે પાછલે પગે ઉભી થઈને તેને પોતાના પગ તળે કચરી નાખવાનુ કરેછે એમ થવાથી એ વરૂઓનુ જ્યારે માઠ ગળતુ નથી ત્યારે તેઓ હારીને પાછા જાયછે

પણ જો સોગજોગે એકાદ ઘોડો છેક એકલો હોયછે, ત્યારે તે ભારે ધાસ્તીમા આવી પડેછે એક ગૃહસ્થ એક વેળા ડુગ-રમા પોતાના ઘોડા ઉપર બેસીને ફરતો હતો, તેવામા તેનો ઘોડો એકાએક અટકી ગયો અને થરથર ધ્રૂજવા મડયો એ બિચારાને શુ થઈ હશે તે એ ઉપરથી સમજી શકાયુ નહીં પહેલા તો તેણે ધાર્યુ કે ઘોડાને કાઈ મદવાડ થયો હશે, પણ કાન દઈને તે ધ્યાન રાખી સાભ-ળવા લગ્યો, તો ઝાડીમા તેણે કઈ ચીસો અને ઘૂરકવાની બૂમો સાભળી જે જગાએથી એ અવાજ આવતો હતો, તેણીગમ તેણે

પોતાની બંદૂક તાકીને ફોડી એટલે તો ત્યા દોડાદોડી થઈ રહી; અને વરૂઓ ઝડપબંધ નાસી ગયા, પણ એ બાપડો ઘોડો એટલો બધો બી ગયો હતો કે કેટલાએક દિવસ સુધી તો તેનુ શરીર ઠેકણે આવ્યુ નહીં; પછી તે ધીમે ધીમે સાજો થયો.

ઘોડાની પેઠે માણસો કોઈ કોઈ વાર વરૂથી ભડકી જાયછે. એક વાર બે સ્પાનિયર્ડો ડુંગરોમા થઈને આગળ ચાલ્યા જતા હતા, એટલામા તેમણે નાહરનુ એક આખુ ટોળુને ટોળુ તેમની સામા આવતા દીઠું એક મોટો વિક્રાળ, ભૂરો નાહર સૌની આગળ ચાલતો હતો, અને બીજા બધા તેની પાછળ ચાલ્યા આવતા હતા તેમની આંખો લાલચોળ હતી; અને ઉભી પૂછડીએ તેઓ સપાટાબંધ દોડતા કૂદતા ચાલ્યા આવતા હતા. પેલા બિચારા માણસોએ છટકી જવા માટે તેમનુ ચાલ્યુ તેટલુ કર્યું. તેઓ રસ્તા ઉપરથી ખસીને ડુંગરની બાજુ ઉપર દ્રાક્ષના વેલામા ભરાયા. ત્યા આપણને વરૂ દેખશે નહીં એવી આશાથી થરથર કાપતા તેઓ ઉભા, પણ પેલા ટોળાનો સરદાર એજ રસ્તે વળ્યો બીજા બધા તેની પાછળ પાછળ ચાલ્યા. તે પેલા એક માણસની પાસે થઈને ચાલ્યો ગયો. તેના કાંટા કાંટા જેવા વાળ તે માણસને પગે ઘસાયા, એટલો પાસે થઈને તે નાહર તેને દીઠા વિના ચાલ્યો ગયો, એટલે એ માણસ તો બચ્યો; પણ પેલો બીજો માણસ જરા વધારે ઉચા ભાગ ઉપર ઉભો હશે ત્યા પેલો વરૂ આવ્યો. તેની અડાઅડ થઈને તે જાણે ગયોજ હતો; પણ એટલામા તે નાહરે પોતાનુ માથુ ફેરવ્યુ તેને તે કરડ્યો નહીં પણ જરા ડાઘુ માર્યું, એટલે બીજા નાહર સમજી ગયા કે આપણે એને પૂરો કરવો. સહજ વારમા તેમણે આ માણસના કટકે કટકા કરી નાખ્યા, અને હાડકા વગર બીજુ કશુ રહેવા દીધુ નહીં, અને એ કામ પૂરૂ થતા સુધી ત્યા જબરી ભયકર ભૂમરાણ મચી રહી હતી

નાહર માણસને જવલ્લેજ પકડેછે, પણ તેઓ ઘેટાનો ભારે ઘાણ વાળેછે સ્પેઈનમા ઘેટાના મોટા મોટા ટોળા હોયછે તેમના ઉપર ઘણુ ઝીણુ ઉન થાયછે. ડુંગરોમા બકરા કૂદાકૂદ કરેછે લોકો બકરીઓ પાળેછે તે દૂધ દેછે

તમે ઘેટાના ટોળા તો ઘણીએ વાર જોયા હશે, પણ તમે ભૂ-

ડનાં ટોળા કદી દીઠા છે? સ્પેઈનમા એવા ઘણાં ટોળા દેખવામાં આવેછે. ગામડામાં જે લોકો ભૂંડ પાળેછે, તેઓ એક માણસને પોતાનાં ભૂંડ સોંપેછે. તે તેમને ગામ બહાર ચરાવવા લઈ જાયછે. તે ભૂંડનો ભરવાડ કહેવાયછે. તેમને આ જનાવર સંભાળવામા બહુ મહેનત પડેછે; કેમકે ભૂંડ ઘેટાના જેવા ગરીબ અને નરમ નથી હોતા. એક દહાડે સાંજે એક મુસાફરે એક ભૂંડના ભરવાડને ભૂંડોને ગામમાં લાવતા દીઠો. તેણે એક ફાટેલો ડગલો પહેર્યો હતો; અને માથે રોટલા જેવી ચપટી ટોપી પહેરી હતી તેના એક હાથમા ગાયનું શિંગડુ હતું ને વતી ભયંકર ઘોર કરતો હતો અને તેના બીજા હાથમા એક આરવાળો પરોણો હતો. તેના રણશિંગાના અવાજ પ્રમાણે જે ભૂંડ તેની પાછળ પાછળ આવતા નહીં, તેમને તે પરોણાની આર મારતો. બધા ભૂંડ તે ભરવાડની પછવાડે પછવાડે હેઠ ગામના ઝાંપા સુધી એક શાંત ગયા; પણ ત્યા આવીને મોટે અવાજે તેમણે ઘરઘરાટ કરવા માંડયો, અને ઝડપબધ કૂદીને નાસવા મંડયા. એક ભૂંડ એક રસ્તે અને બીજુ બીજે રસ્તે, એમ સૌ પોતપોતાને ઘેર નાસી ગયા તે બધા પોતપોતાના ઘરનો રસ્તો જાણતા હતા ત્યા જઈ પહોચવાને તેઓ એવા તો ઉતાવળા અને અધીરા થઇ ગયા કે તેઓ બારણામા કૂદકા મારી મારીને ઉમરો ઠેકીને ઘરમા ધૂસી ગયા, તેથી ઘરમા આસપાસ બેઠેલા નાના છોકરા ડરી ગયા. મને લાગેછે કે રાતે ખાવાની લાહેમા તેઓ આમ આકળા થઇ ગયા હશે.

જ્યારે સ્પેઈનમા ડુક્કર આવા ચપળ છે, તો ત્યાના ઘોડા, ટટુ અને ગધેડા કેવા હશે, તે જાણવુ જોઇએ. તેઓ બધા બહુ જલદ છે અને ઘણી ઝડપથી ફાળ મારેછે હું તમને સ્પેઈનના એક ખરની વાત કહુછુ, તે સાંભળો.

ડુંગર ઉપર ચઢતાને એક ગૃહસ્થને એક ખર લેવો હતો. તેને એક જીપ્સી મળ્યો. એ ભટકતી જાતનો માણસ હતો. એ લોકો આગળ ચૌદમા પદરમા સૈકામા હિંદુસ્તાનમાંથી એટલે આપણા દેશમાથી યુરપખંડમા ગયા હતા એમ કહેવાયછે. એ લોકો ત્યા ફરતા ફરેછે એક ઠેકાણે મુકામ કરીને હમેશા રહેતા નથી. આપણા દેશમા નટ, ચામઠા અને મો ગામે ગામ જાયછે અને ધંડીઓ

વેચીને, ચોરી કરીને અથવા ભોળા લોકોના હાથ જોઇ નસીબ વર્તાવિ પોતાનુ પેટ ભરેછે; તેમ એ લોકો ગામે ગામે રખડતા રહેછે; તેવા એક જીપ્સીને એક ટટ્ટુ વેચવાનો હતો. તેણે પેલા ગૃહસ્થને કહ્યું કે, મારો ઘોડો આખા સ્પેઇનમાં પહેલા નંબરનો છે. તેણે એ ટટ્ટુ જયારે નજરે દીઠો, ત્યારે તેના મનમાં કાંઈ એવો ભારે વિચાર આવ્યો નહીં; કેમકે એ બટ બહુ નબળો દેખાતો હતો. તેના બે પાતળા ચાપા ઉપર દોરડાંના સપાટા પડયા હોય, એવાં સોળ દેખાતાં હતાં; પણ તેની આખ ચળકતી, ચંચળ અને તેજદાર હતી.

તે ગૃહસ્થે કહ્યુ કે, આ બટ તો દૂબળો દેખાયછે.

તે જીપ્સીએ જવાબ દીધો કે તમારાથી એના ઉપર સવારી થઈ શકશે નહીં. તે એવો પાણીવાળો છે કે તમે જેવા એના ઉપર સવાર થશો કે તરતજ એ દોડવા માંડશે. તે કશાથી બ્હવો ખળે એમ નથી. માત્ર દરિયો આવે ત્યાંજ એ અટકશે.

તે ગૃહસ્થે એનું બોલવુ માન્યું નહીં; તેથી તે ઘોડાના મ્હોંમાં લગામ પણ નાખી નહીં અને તેની ડોકે એક દોરડું હતુ, તે પકડીને સવાર થઇને ચાલ્યો. વાહવા ! તે કેવો સરસ ફાળ મારતો ચાલ્યો. ખરેખર, સૌના મનમા એમજ આવ્યું કે ધરતીનો છેડો આવતા સુધી એ બટ અટકવાનો નથી. પણ દરિયો તો ત્યાંથી ઘણોજ દૂર હતો. એટલે સુધી કોઈ ઘોડાથી જવાય તેમ નહોતુ આખરે એ બટ ઘણી પહોળી ખાઇ ઉપર આવી પહોચ્યો તે એક સપાટે કૂદી ગયો. તેમ કરવા જતાં તેની ડોકમાનુ દોરડુ ટૂટી ગયુ; અને સવાર ગબડીને ધૂળમા પડયો. ત્યારે નસીબે તેને કંઈ વાગ્યુ નહીં તેથી તે ઝટ ઉઠીને બેઠો થયો.

હવે, પેલો બટ કયા ગયો, તે જુઓ. પીઠ ઉપર નકામા ભારનુ પોટલુ હતું તે ખસી ગયુ છે, એમ જાણીને તે નિરાતથી ખેતરોમા મઝા કરતો હતો અને ખુલ્લા મેદાનમા નાચતો કૂદતો હતો પેલો જીપ્સી આ બધો બનાવ જોયા કરતો હતો. તેણે હવે સીસોટી વગાડી એટલે પેલા તાબેદાર બટે ધીમે સાદે ખોંખારીને જવાબ દીધો અને તેના ધણી પાસે ખદતો ખદતો ચાલ્યો આવ્યો.

સ્પેઇનમાં ગોધા પણ થાયછે. તેમના ઉપર કેવો જુલમ ગૂજરે તે વાત હું તમને પછી કહીશ.

ખોરાકઃ—બપોર થતા સુધી સ્પાનિયર્ડ લોકો કાંઈ ખાતા નથ તેઓ પથારીમાંથી ઉઠીને લૂગડાં પહેરે, તે પહેલાં તો તેઓ સાં સાંજ કંઇક નાસતો કરેછે. કોપફ઼, ખાંડ અને તજનો કાવો કરી તેનો એક નાનો પ્યાલો તેઓ પીએછે અને કટકો રોટલો ખાયછે. તેમ માખણ કે ઘીનું તો નામ મળે નહીં, કેમકે સ્પેઇનમાં ઝાઝું કરી માખણ થતુંજ નથી, તેઓ દહાડે ઘણી વાર ખાંડનું ઊનું કે ઠા પાણી પીએછે.

બપોરે તેમના વહાલા જમણમાં જુઓ તો બળદનું આથેલ ગોસ્ત, અને મરધી હોયછે. તેના ઝીણા કટકા કરેલા હોયછે. તેન સાથે વટાણા, શીંગો અને બીજી તરકારી હોયછે. વળી, ડુક્કરનું પણ થોડું માંસ સાથે હોયછે; અને ભૂંજેલાં સસલાં અને હલવાન, કબૂતર, પનીર તથા ઇંડાં, રોટલી તથા મેવો પણ ખાયછે.

સ્પાનિયર્ડ લોકો સાંજે ૭ વાગે જમણ જમવા બેસેછે. એ ભોજન વખતે તેઓ બળદનું સૂકવેલું માંસ અને ટમાટાં તેલમાં તળીને ખાયછે.

એ તેલ તેઓ એક ઝાડમાંથી કાઢેછે. સ્પેઇનમાં એ ઝાડ ઘણાં થાયછે. તેઓ રૂપાળાં દેખાયછે અને ઘણાં ફેલાયછે. તે ઝાડ ઉપર ગોળ ફળ થાયછે. તેનો રંગ કાળાશપર હોયછે. તે આલુ જેટલું થાયછે. સ્પાનિયર્ડ લોકો એ ફળની સાથે રોટલી ખાયછે. ગરીબ લોકો વખતે એ ફળ અને રોટલા ઉપર પોતાનો નભાવ કરેછે.

એ વગર બીજાં ઘણાં ફળ થાયછે. તે વધારે સ્વાદવાળાં લાગેછે. આપણ દેશમાં જેમ બોર ઢગલે ઢગલા થાયછે, તેમ સ્પેઇનમાં નારંગી તથા અંજીર બેસુમાર નીપજેછે. તે પછી જયબંધ દેશાવર ખાતે મોકલવામાં આવેછે.

સ્પેઇનમાં ઘણીજ સરસ દ્રાક્ષ થાયછે. વળી તે ઘણી સસ્તી મળેછે. તેને સૂકવીને ઇંગ્લાંડ મોકલેછે. તે બેદાના કહેવાયછે. સૌથી સરસ બેદાના દ્રાક્ષ એ દેશના મલાગા પ્રાંતમાંથી આવેછે.

એ દેશમાં દ્રાક્ષનો દારૂ બહુજ સાધારણ વાપરમાં છે. તેઓ તે પાણીની પેઠે પીએછે. અંગરેજ લોકો બીર દારૂ જેમ ઠીકરાના ઠામમાં

પીએછે, તેમ એ લોકો દ્રાક્ષનો દારૂ માટીના બરણીમા પીએછે. એ દારૂને તેઓ પીપમા રાખતા નથી પણ ચામડાની મશકમા રાખેછે. ડુક્કરના ચામડાના શીશા બનાવીને તેમને ગધેડા ઉપર ભરીને લઈ જાયછે દારૂના પીપ હોય તો આવી સગવડથી લઈ જવાય નહીં. વળી ઝેરીસ ગામમાથી શેરી નામનો દારૂ આવેછે, તે ઘણો જાણીતો છે.

એક દહાડો એક વટેમાર્ગુ એક ભોમીઆને લઇને જતો હશે. એક ગામડામા એક ધર્મ-ગુરૂ એક નાના ઘરમા રહેતો હતો તેને ત્યા તેઓ ગયા ઘરના બારણા ઉપર લીંબોઝ જેવો દરાખનો વેલો છવાઇ ગયો હતો. પેલા મુસાફરે બારણુ ઠોક્યું, પણ કોઇએ જવાબ દીધો નહીં; કારણકે તે બૂઢો પાદરી તેની વહાલી બિલાડી અને તેનો ઘરડો નોકર એ સૌ જમીને ઊંઘી ગયા હતા આખરે તે સૌ જાગ્યા અને તેમણે બારણા ઉઘાડયા. પેલા ઘરડા ગુરૂએ ધાર્યું કે મુસાફરો જમેલા હશે તેથી તેણે સહજ નાસ્તો કરવાને રોટલી તથા મીઠાઈ ઘરમાથી મગાવી હવે તેને ખબર પડી કે બિચારા વટેમાર્ગુ તો હજી જમ્યાજ નથી અને બિલકુલ ભૂખ્યા છે, ત્યારે તે બોલી ઉઠ્યો કે, મારે તમને બરાબર જમાડવા જોઇએ. તેના ઘરમા રાધેલુ ગોસ્ત હતુ નહીં તેથી મેમાનના આગળ શુ મૂકવુ, તે તેને સૂઝયુ નહીં. તે તેમને પોતાના કબૂતરખાના પાસે લઈ ગયો; પણ તે બધા કબૂતર હજુ નાના બચ્ચા હતા, અને ખવાય એવા નહોતા તેથી તેમને મારવાનો વિચાર માંડી વાળવો પડ્યો; તેથી તે ભલા પાદરીને ઠીક ન લાગ્યુ પછી તેણે પેલા પરોણાને પોતાની મધમાખો બતાવી અને તેમને કેટલાએક ખાલી ઓરડામા લઈ ગયો ત્યા ડુક્કરના માંસના મીઠામા નાખેલા કટકા છાપરામાથી લટકતા હતા તેણે ઉચે જોઇને કહ્યુ કે, હુ દિલગીર છુ કે આ ગોસ્ત સિવાય બીજુ વધારે સરસ જમણ તમને જમાડવાને મારી પાસે કંઈ છે નહીં. તે ઉપર હુ તમને તાજા ઇંડા આપીશ, કારણકે મારી મરઘીઓ રોજ ઇંડા મૂકેછે પેલા મુસાફરને તો એ ભાવતુ ભોજન હતુ એ વરડો ધર્મ તથા ગરીબોને દાન ધર્મમા ઘણુ આપી દેતો, અને મુસાફરોને જતા આવતા વીસામો લેવાને તે બે ઓરડા ખાલી હમેશા રાખતો

એ દેશમા ખ્રિસ્તિ ધર્મનો રોમન કાથોલિક માર્ગ ચાલેછે.

સ્પાનિયર્ડ લોકોના ઝૂપડા ઘણા ખરાબ હોયછે એક ગૃહસ્થ એક વેળા બોમીઆને લઇને ડુંગરમા ફરતો હતો. તે એક ગામડામા આવી પહોચ્યો તેમા થોડાએક કાળા કૂબા જેના ઝૂપડા હતા એક ઘર આગળ જઇને તેમણે તેનુ બારણું ઠોકયુ એક માણસે તે ઉઘાડયુ તેના હાથમા દીવાને બદલે એક બળતું લાકડું હતું પેલા ગૃહસ્થે કહ્યું કે મને રાતની રાત તમારા ઝૂપડામા પડી રહેવા દો તે બાપડા ઝૂપડા-વાસીએ તેને ઘરમા આવવા દીધો ઓશરીમા બધુ ધામ ભરેલુ હતું, તેમા થઇને તેઓ ઢોર બાધવાની કોડમા ગયા તેમા થઇને જ્યા તે તથા તેનું કુટુંબ રહેતું ત્યા ગયા. તે મેમાનને વાળુ કરવાને ડુક્કરનુ માસ તથા ઇંડા આપ્યા અને કૂબાડે માળીઆ ઉપર ખડ પાથર્યું હતું અને અજાણાને માટે છાપરામા બાકી મૂકી હતી, ત્યા સૂવાડયો. પેલા પરોણાએ પૂછ્યુ કે, તમારા ઘરમા કઈ ગોદડા ઓઢડા નથી ?

તે બિચારાએ જવાબ દીધો કે, ના, ના, મારી ઉમરમા હું કોઈ દહાડો ગોદડા ઉપર સૂતો નથી. મારાં છૈઆ છોકરા પણ કદી ગોદડા ઉપર સૂતાં નથી; તેમજ મારા માબાપે પણ કદી ગોદડા વાપર્યા નથી અમે સૌ દેવતા પાસે સગડી આગળ ભોય ઉપર પડી રહીએ છીએ, અથવા કોડમા ઢોર ઢાખરની પાસે સૂઈ રહીએ છીએ.

સ્પેઇનના કેટલાએક ભાગમા ચોખ્ખા, નાના ધોળા ઘરોની હારને હાર જોવામા આવેછે, તે ઉપર લાલ નળીઆ છાયા હોયછે.

રમત ગમતો—જુવાન માણસોને નાચવાનુ બહુ ગમેછે. ઘણુકરીને દેવળની પાસે એક એવી જગા હોયછે ત્યા ઘાસ લીલુ અને લીલુ હોયછે ત્યા લોકો ભેગા થઇને નાચેછે અને બીજી રમતો રમેછે તેમને સીતાર વગાડવાનો ઘણો શોખ હોયછે તેમને રમતા ગમતા ગાવાનુ ઘણુ ગમેછે ઉનાળાની સાંજે શેરીઓમા અને રસ્તાઓમા છેક અંધારૂ થતા સુધી સીતારનો સ્વર સંભળાયછે વાચવાનો શોખ કે ઉપયોગી કામ કરવાનુ મન થોડાનેજ હોયછે

સ્પાનિયર્ડ લોક ચાલાકી છે, કારણકે તેઓ ગોરા મારા હોય

ખડુ શેખ રાખેછે. ગોધાઓને લડાવવા માટે દરેક શહેરમા એક મોટી જગા મુકરર કરેલી હોયછે. આસપાસ ફરતી બેઠકો હોયછે. વચમા ગોધાઓને માટે એક મોટી જગા રોકેલી હોયછે તેને ફરતા લોઢાના સળીઆ રાખેલા હોયછે, તેથી તેમનાથી બહાર જઇને લોકોને હરકત ન થઇ શકે. જ્યારે ગોધાઓને હાંકી હાંકીને તે મેદાનમા હડસેલેછે, ત્યારે લોકો ખુશી થાયછે. એ બાપડા એ ઠેકાણે આવેછે તે પહેલાજ તેને ખીજવી તો મુકેલોજ હોયછે, અને તે જેટલી વાર ત્યા હોયછે, તે બધી વાર તેની ડોકમા લોઢાનો એક અણીદાર સોયો બોકેલો હોયછે. તે અંદર આવ્યા પછી તેના ઉપર લોઢાના તીરનો વરસાદ વરસાવવામા આવેછે કોઇ કોઇ વાર તો તેના ગળામા પચાસ તીર ભોકાઇને લટકતા દેખાયછે વળી કેટલાએક સવારો ઘોડા ઉપર બેસીને લાંબા ભાલાથી તે ગોધાને મારવા માંડેછે તરતજ પેલો ગોધો એકાદ ઘોડા ઉપર ધસારો કરીને તેને શિંગડાવતી ચીરી નાખેછે. તેવામા તે સવાર ઘોડા ઉપરથી ઝટ ખસી જાયછે અને બહારના લોકોની મદદથી તે કોઠા ઉપરથી બહાર નીકળી જાયછે. હવે બીજા કેટલાએક માણસો રાતા ડગલા પહેરીને આગળ ધસીને તે ગોધાને ચમકાવેછે. જે માણસનો ઘોડો મરી જાયછે, તે તરતજ બીજા ઘોડા ઉપર સવાર થાયછે, અને ફરી પાછો તે ગોધાને દુઃખ દેવાને આવેછે. કોઇ કોઇ વાર તો તે ગોધો પેલા સવારોને પણ મારી નાખેછે, પણ એવો બનાવ ભાગ્યેજ બનેછે. બાપડા ઘોડાઓના ભોગ ફરી વળેછે. એ ઘોડાઓ ઘરડા અને ઉતરી ગએલા હોયછે. આવી લડાઇમા તેમની આંખે પાટા બાંધવામા આવેછે તે ગરીબ પ્રાણિઓના પેટમાંથી અને છાતીમાથી લોહીની નદીઓ વહી જતી હોયછે, અને તેઓ જીવતા હોયછે, તેવામાજ ગોધાઓ તેમને ચીરીને ફાડી નાખેછે એ દેખાવ ભયંકર લાગેછે.

એ પ્રમાણે ગોધાને ઘણી વાર દુઃખ દીધા પછી એક માણસ ઘોડા ઉપર સવાર થઇને હાથમા નાગી તરવાર લઇને તે બાપડાને પૂરો કરવાને પેસેછે. પેલો ગોધો પોતાના શિંગડા મારવાને ડોકું નીચું કરેછે, એટલે પેલી નાગી તરવારથી તેની ગરદન ચીરી ના-

ખનામા આવેછે એટલુ થાયછે એટને રાજે મળેલા લોકો ખુશીનં પોકાર ઉઠાવીને ર ગ છે, ર ગ છે, એમ બોલેછે તે ગોધાનો કઇ તર જીવ જતો નથી, પણ મહા તીવ્ર વેદનામા તે આમ તેમ દોડાદો કરેછે, અને છેવટે લોય ઉપર લથડીઆ ખાતો પડીને મરણ પામેછે એ તો જાણે એક મહાભારત કામ કર્યું હોયની, તેમ રણશિગાર્ન ગર્જના ચોમેર થઇ રહેછે પછી ખચ્ચરોને તે ઠેકાણે લાવેછે પેન મૂએલા ગોધાના શિગડાએ દોરડા બાધવામા આવેછે તે વતી ખ ચ્ચરો તેને તાણી જાયછે કોઈ કોઈ વાર તો એક પછી એક એમ છ ગોધાને આવી નિર્દય રીતે મારી નાખવામા આવેછે જેમ વ ધારે ગોધાને આ પ્રમાણે કાપી નાખનામા આવે, તેમ તે લડાઇ લોકો વધારે હરખથી જોના જાયછે જો થોડાજ ગોધાનું ધમસાણ વાળવામા આવે, તો લોકો એ લડાઇની મશ્કરી કરીને છેક હસી નાખેછે ગોધા-માર સવારને એક એક ગોધાદીઠ પાચશે પાચશે છશે છશે રૂપિઆ અને તેથી પણ વધારે રૂપિઆનુ ઇનામ આવુ કસાઇનુ કામ કરના માટે મળેછે

તે દેશની સ્ત્રીઓ પણ આવા લોહીલુહાણના ઘાતકી તમાશા જોવાને જાયછે વળી લોકોને ખરૂં શુ અને ખોટુ શુ તે સમજાવ વાનુ કામ જે ધર્મગુરૂઓનુ છે, તેપણ આ પાપી કામ જોના જાય છે દયાળુ પરમેશ્વર પોતાના ગરીબ અબોલ પ્રાણિઓને આમ રી બાની રીબાનીને માણસો મારી નાખેછે, એ વાતથી કેટલો કોપાય માન થતો હશે? આપણી મહારાણી શ્રી વિક્ટોરિયાનો પાટવી કુવર—પ્રિન્સ ઑફ વેલ્સ— સ્પેઇનમા મુસાફરી કરવા ગયો હતો, તે વેળા તે આ સાહસમારી જોવા ગયો નહીં

---

## માડ્રિડ

આ શહેરને સ્પેઇનના મધ્ય ભાગમા બાધવામા આવ્યુ છે જે રાજાને એ શહેરમા પોતાની ગદી રાખવાનું ગમ્યુ, તે રાજાએ ભૂલ કરી છે, કારણકે તે દરિયાથી દૂર છે અને પાસે કોઈ મોટી નદી પણ નથી ફક્ત એક નાનો વોકળો છે, તેથી એ શહેર પામે

વહાણો આવતા નથી વળી એ શહેર બહુ ઊંચી જગાએ બાંધ્યુ છે, તેથી ત્યા બહુ ટાઢો પવન વાયા કરેછે. શિયાળાની ૠતુમા તેની આદિમા જવુ સારૂ નથી. ત્યા પવન બહુજ આવેછે, તેમ વળી, લોકો પોતાના ઘરને ગરમ રાખવાની કઇ તજવીજ પણ કરતા નથી. ઉનાળામા તાપ પણ બહુ પડેછે. મ્હોલ્લાઓમા મોટા મોટા ઘણા ફુઆરા હોયછે. આ ફુઆરા પથ્થરના મોટા હોજમા બાંધેલા હોયછે અને વચ્ચે એક એક પૂતળુ હોયછે, તેમાથી પાણી ઉડેછે, અને આખો દિવસ રેડ રેડ થયા કરેછે. એ પાણી ત્રીશ માઈલ ઉપર ડુંગર છે, ત્યાથી આવેછે. એ પાણીને લાવવાને માટે તે ડુંગરથી તે છેક શહેર સુધી નહેર બાંધી છે તે પાણી ઘણુ ચોખ્ખુ, ઠંડુ અને મીઠુ છે. પાણીની મોટી પીપો લઇને માણસો ફુઆરા આગળ બેસે છે તેઓ તે પીપોને ભરીને પોતાની પીઠ ઉપર રાખીને ઉચા ઉચા ઘરના માળ ઉપર ઉચકી લઈ જાયછે

ઘર —છેક નીચે ભોય તળીએ જે ઓરડા હોયછે, તેની બારીઓને લોઢાની જાળીઓ હોયછે સ્પેઇનમા રાજ્ય સબંધી એવી એવી ઉથલપાથલ થઇ ગઈ છે, એ દેશમા એટલા બધા તોફાન થઈ ગયા છે, સરકારના કારભારમા એટલા બધા ફેરફાર થઇ ગયા છે કે પોતપોતાના ઘરને સલામત રાખવાને લોઢાની જાળીઓ કરવી પડેછે, પણ લોકો ઘણુ કરીને માળ—મેડી ઉપર રહેછે ત્યાથી શહેરનો અને આસપાસનો દેખાવ વધારે નજરે પડેછે નીચે ભોય તળીએ સરસામાન, દાણાદૂણી અને લાકડકુકડ ભરી રાખેછે એક એક માળ ઉપર એક એક કુટુબ રહેછે એ પ્રમાણે એક આખા ઘરમા ઘણા કુટુમ્બો રહેછે માળની બારીઓને રવેશ કાઢેલા હોયછે ઉનાળામા માળની અંદરના ઓરડાઓમા ઠડક રાખવાને લોકો ગોખમા ચક અથવા પડદા નાખેછે. એ પડદા લાલ, લીલા, ભૂરા, એમ તરેહતરેહના રગના હોયછે, તેથી બધા મ્હોલ્લાઓનો દેખાવ ઘણો ગમ્મતનો લાગેછે.

એ શહેરમા ઘરને ઓરડે ઓરડે સગડી કે ધૂમાડીઆ રાખવામા આવતા નથી, પણ ટાઢની મોસમ આવેછે, ત્યારે લોકો પીતળની કઢાઇમા કોયલાનો દેવતા રાખીને ઘરમા તાપેછે. જ્યારે

તેમને ટાઢ વાયછે, ત્યારે તેઓ બધા આ કડાયાની આસપાસ વળી
ને બેસેછે તે કડાયાને ફરતી લાકડાની ધાર હોયછે, તે ઉપર તેઓ
પોતાના પગને ગરમ રાખવાને મૂકેછે એટલું કરતાં પણ તેમની
ટાઢ ઉડતી નથી

તેઓ બેઠકના ઓરડામાં એક એવી જગા રાખેછે કે ત્યાં ભીંત
નીચી નાળેથી હોયછે એ ઠેકાણે સૂવાનું બીછાનું નાખે, અને દ-
હાડે એ જગાએ ચક નાખવામાં આવેછે.

બોધ તરીકે શાના નળીઆ જડેલા હોયછે.

પોશાક અને દેખાવ—સ્પાનિયર્ડ લોક કદે જરા ઠીંગણા
અને મજબૂત બાંધાના હોયછે તેમના શીર ઉપરના વાળ કાળા
હોયછે તેમની આંખો પણ કાળી હોયછે તેમની ચામડીનો રંગ
શામળો હોયછે તેમના ગાલ ફીકા રંગના હોયછે તેમનો ચહેરો
ગંભીર તથા ઉદાસ દેખાયછે તેઓ ઘણા ધીમેથી ચાલેછે અને ચા
લતી વખત ડોક ઉંચી રાખીને ચાલેછે. એ દેશની સ્ત્રીઓ ઘણી
[illegible] હોયછે

માડ્રિડમાં બધા મરદ ઝભા પહેરેછે જ્યારે બહાર જવા જાયછે,
ત્યારે તેઓ ઝભાથી પોતાનું મોં પણ ઢાંકેછે આગળ તેઓ પો
તાના શરીરની આસપાસ એક પહોળો લાલ પટો પહેરીને તેમાં એક
મોટો છરો છૂપાવી રાખતા

સ્ત્રીઓ ઘણી વાર કાળો પોશાક પહેરેછે અને તેઓ લાંબો
સાળો ઠેઠ ભોંય સુધી ઘસડાય એવો ઘાઘરો પહેરેછે રસ્તામાં ચા
લતી વખત હાથે ઉંચો પણ તેઓ લેતી નથી તેઓ પોતાના મા-
થાના વાળને કાંસકીથી ઓળીને પછાડે રાખેછે તે ઉપર એક કાળી
રીતનું ઓઢણું ઓઢેછે તે પણ સરસ દેખાયછે તેઓ પોતાના હા
થમાં એક મોટો પંખો રાખેછે સ્પેઇનની કોઈ પણ કુળવાન સ્ત્રી
પંખા વિના ડગ ભરતી નથી, તેથી તેને ઠંડો પવન મળેછે એટલુંજ
નહિ પણ સૂરજના તડકાથી પણ તેનું રક્ષણ થાયછે દરેક નાની
છોકરીના હાથમાં પણ પંખો ખરો માડ્રિડમાં એવી ઘણી દુકાનો
છે, તેમાં એકલા પંખાજ વેચાયછે

તમે માડ્રિડ શહેરના મ્હોલ્લામાં ફરવા નીકળો, તો ત્યાં તમારા જોવામાં તરેહતરેહના પોશાક આવશે; કારણકે સ્પેઇનના સઘળા ભાગમાંથી બધી જાતના પહેરવેશના લોકો ત્યાં આવેછે.

માડ્રિડના શહેરીઓ પોતાનો વખત એ નગરમાં કેવી રીતે ગાળેછે, તે જાણવા જેવું છે. સવારમાં જેવા ઉઠેછે કે તરતજ તેઓ પોતાના ઝરૂખામાં આવીને ઉભા રહેછે, અને તાજી હવાનો દમ લેછે. પછી બાઇડીઓ કપડાં લત્તાં પહેરીને દેવળમાં જાયછે, અને મરદો આમ તેમ રખડેછે, બીડીઓ પીતા જાયછે અથવા પોતાના પાડોશીઓ સાથે ગપાટા મારેછે. જમીને તેઓ બપોરે ઉંઘેછે. એ વેળા ત્યાં તાપ પડેછે, તેથી તેઓ સુઈ જાયછે. મજૂર જેવા લોક પણ એ વખત આરામ લેછે. ચોકમાં કે મ્હોલ્લામાં કે નદીને કાંઠે બર ઉંઘમાં તેઓ બપોરે ઘોરતા જોવામાં આવેછે. સાંજ પડે એટલે તેઓ ઝાડ પાનવાળા મેદાનમાં ફરવા નીકળી પડેછે. આ ચોગાન બે માઇલ લાંબું છે. શહેરથી તે ત્યાં સુધી સુંદર પહોળા રસ્તા બાંધેલા છે. તેની બંને બાજુએ ઝાડ વાવેલાં હોયછે, અને તેની નીચે પથ્થરની પાટલીઓ માણસોને બેસવાને માટે મૂકેલી હોયછે. એ ચમન-બાગમાં જવાને રસ્તે સુંદર ફુઆરા ઠેકાણે ઠેકાણે જોવામાં આવેછે. જેમને તરસ લાગેછે, તેઓ પૈસા આપીને પાણીનો પ્યાલો પીએછે. છેક મોડું થતા સુધી એ ઠેકાણે લોકો ફરતા દેખાયછે. એ મેદાનને પ્રાડો કહેછે; અને લંડનમાં જેમ હાઇડપાર્ક લોકો રમતગમતને માટે વાપરેછે તેમ અહીં આ પ્રાડોનો બાગ છે.

માડ્રિડથી ૭ કોસ ઉપર એક નામીચો મહેલ છે. તેને 'એસ્કૂરિયલ' કહેછે. ત્યા જવાનો રસ્તો પાધર મેદાન જેવો છે. તેમા ઝાડ પાનનું નામ નથી; તેથી ત્યા કોઈ પણ પક્ષિ જણાતાં નથી. જમીન ઉપર જે ઘાસ ઉગેછે, તે ઉનાળામાં તપીતપીને રાતડીંડું થઇ જાય છે, અને નદી નાળાં તથા વોકળા સુકાઈ જાયછે.

એ મહેલ ઘણી ઉજડ જગાએ બાંધ્યો છે. ત્યા ટાઢ તો એટલી પડેછે કે પૂછવુંજ નહીં. તેની પાસે કોઈ બીજું ઘર પણ નથી. એ મહેલ ઘણો મોટો છે. એ મહેલની એક બાજુએ તો વરસના જે-

ટલા દહાડા છે, તેટલી તેમા બારીઓ છે, એટલે એજ તરફની ત્રે
વા જાઇએ તો ત્રણસેં ને પાસેક બારીઓ છે સ્પેઇનના રાજાઓએ
આ વેરાન જગામા શા માટે આ મહેલ બાંધ્યો હશે? પાદશાહી
કુટુંબને રહેવાને માટે તથા રોમન કાથોલિક ધર્મના સાધુઓને રહે
વાને વાસ્તે આ મકાન ઉઠાવ્યું હતું તેમા એક દેવળ છે, તથા એ
દેશના રાજાઓને દફન કરવાનું કબરસ્તાન પણ તેમાજ છે એ જગા
બહુ ઉદાસ લાગેછે નીચે ભોંયરામા એક મોટો ઓરડો ખડ કાઢ્યો
છે તે ચોતરફ ગોળ છે. તેને કાળા આરસપહાણની ફરતી ભીંત
છે. એ કબરસ્તાનમા ઘોર અંધારૂં રહેછે તેમા કોઇને ઉતરવું હોય
તો મશાલ લઈને જવું પડે એ ભીંતોમા નાના નાના તાકા પાડેલા
હોયછે તેમા નાના નાના ઓગ મોના વાસણ ગોઠવેલા હોયછે. તે
પણ કાળા આરસપહાણના બનાવેલા હોયછે તે દરેક વાસણમા
જૂદા જૂદા રાજાઓના ફૂલ એટલે હાડકા રાખેલા આવેછે, અને
તે તાકા ઉપર બહારથી તે રાજાના નામ લખવામા આવેછે
બધાની વચ્ચોવચ્ચ એક મોટું ઝૂમર લટકતું હોયછે જ્યારે કો
રાજા કે રાણી મરી જાય અને તેને દાટવાને એ ઠેકાણે લાવેછે
ત્યારે એ ઝૂમર સળગાવવામા આવેછે



## ગોડાલ કિવવર.

સ્પેઇનમા સૌથી સરસ નદી ગોડાલકિવરછે. તેના કિનાર
ઉપર ગોધા અને ઘોડાના ટોળેટોળા ચરતા ફરેછે તેમની સંભાળ
લેવાને એક ગોવાળ હોયછે આખલા અને ઘોડાને સાચવવા કરતા
ઘેટા સાચવવા એ બહુ સહેલું કામ છે, કેમકે ઘેટા એ ઘોડા કે
આખલા જેવા તોફાની નથી એમાથી એકાદ જ્યારે ફરીને નાસી
ભાગેછે, ત્યારે બિચારો ગ્વાળ શું કરે? તેનાથી કંઈ તેની પછવાડે
દોડીને પકડાતું નથી તે એકાદ ઘોડાની કેશવાળી ઝાલીને તેની પીઠ
ઉપર લગામ કે જીન વગર ચઢી બેસેછે, અને પેલો ભાગી ગ-
લો આખલો કે ઘોડો હાથ આવે, ત્યાંસુધી તેની પછવાડે તે
નો જાયછે.



स्पानिश गामडानी बाईनी खच्चर ऊपर सवारी.

સ્પેઈન દેશમાં જેવા સારા ઘોડા થાયછે, તેવા આખા યૂરપ-ખંડમાં બીજે કોઈ ઠેકાણે નીપજતા નથી. સ્પાનિયર્ડ લોકો પોતાનાં ખચ્ચર અને ગધેડાને જાળવેછે, તેના કરતાં તેઓ ઘોડાની વધારે ચાકરી કરેછે. છોકરાંઓ, આપણા દેશના લોકો પણ સ્પાનિયર્ડ લોકોની પેઠેજ કરેછે, એટલે કુંભાર તેનાં ગધેડાની બરદાસ્ત કરેછે, તેના કરતાં આપણા લોકો ઘોડાની વધારે સંભાળ લેછે. બાપડાં ગધેડાને તથા ખચ્ચરને સ્પાનિયર્ડ લોકો બહુ માર મારેછે; અને બળદને માટે પણ તેઓ આરવાળા પરોણા રાખેછે. તેને હાંકતી વખત તેઓ લોઢાની આર ઘોચેછે. આપણા દેશમા પણ કેટલેક ઠેકાણે એવા આરવાળા પરોણા રાખેછે. એ કેવું ઘાતકી અને પાપી કામ છે !

---

## સેવિલ.

ઉપર કહેલી ગોડાલક્વિવર નદીના રળિઆમણા કિનારા ઉપર સેવિલ શહેર બાંધવામા આવ્યુ છે. માડ્રિડ કરતાં એ શહેરમા વધારે તાપ પડેછે. એમા રહેનાર કોઇ પણ આદમીએ તેની આખી ઉમરમા ભાગ્યેજ બરફ દીઠું હશે; કારણકે કદિ કદિ રાત્રે બરફ તો સા પડેછે ખરૂ પણ સવાર થતા સુધીમા તો તે ઓગળી જાયછે. એ શહેરના કેટલાએક જુવાન માણસોએ એક અંગરેજ મુસાફરને પૂછ્યું કે બરફ તે શેના જેવુ હશે વારૂ ? એ તે કાગળ જેવું હશે કે ખાંડ જેવુ હશે કે મીઠા જેવુ ?

એ શહેરના કેટલાએક મ્હોલ્લાઓ એવા સાંકડા છે કે જે માણસને તેમાં થઈને જવુ હોય તો સામસામી હારના બંને ઘરને તે અડતો જાય. તમે ચાલો તો બધા ઘરના બારણા ઉઘાડા મૂકેલાં તમારા જોવામા આવશે. એવી એક ખડકીમા તમે પેસો એટલે અંદર એક ચાવી આવેછે. તે મૂકીને આગળ જાઓ એટલે એક નાનો ચોક આવેછે. તેને ચારેગમ ફરતા બબે ઓરડા ઓરડા હોયછે. ઉનાળામાં લોકો બહાર ચોકમા આવીને બેસેછે. ઘરમા બેસવા કરતાં બહાર બેસવું વધારે ઠીક લાગેછે. ચોકમા ઠંડક રાખવાને માટે

ઉપરથી એક પડદો નાખવામા આવેછે. બનો ચોક આરસથી જડેલ
હોયછે વચ્ચે એક ફુવારો બાધેલો હોયછે વળી, આ ફૂલના કુંડ
ગણવામા આવેછે તેમા ગુલાબના છોડ હોયછે, અને ફરતા ના
રંગીના ઝાડ તથા લિંબુના ઝાડ બાંધી રહેલા હોયછે વળી આ એ
ચોકુ પાજરૂ લટકતુ જોવામા આવેછે તેમા તરેહવાર રૂપાળા પ
ક્ષિઓ રાખેલા હોયછે

એટલુ છતા સેવિન શહરમા કોઈને રહેવુ ગમે નહીં આના
લોકો બહુ ખોટુ કામ કરેછે એ શહેરમા ગોધાની સાઠમારી ઘણી
થાયછે આ ઓઆડલકિવીર નદીના સુંદર કિનારા ઉપર નારંગીના રૂપા
ળા બાગના બહુ થાયછે

---

## ગ્રાનાડા

આ ઘણુ પ્રખ્યાત સ્થળ છે તે ડારિયો અથવા દ્રુરો નદીની
પાસે બાંધવામા આવ્યુ છે એ શહરમા એક પ્રાચીન મહેલનો
ખડીયેર છે એના સુંદર અને શોભાયમાન મહેલ પૃથ્વીમા થોડા-
જ હશે। તેનુ નામ આલ્હામ્બ્રા એટલે લાલ-મહેલ. તેને રાતી
માટીની જમીન ઉપર બાંધવામા આવ્યો છે અને વળી તે રાતા પ
થ્થરનો બાંધવામા આવ્યો છે, તેથી તેને લાલ-મેહેલ કહેછે તે
ઉંચી જગાએ બાંધ્યો છે, તેથી આસપાસના ફળદ્રુપ મેદાનો ત્યાંથી
દેખાયછે તે એટલો તો મોટો છે કે તે બધો ફરી વળીને જોવો
હોય તો ઘણા દિવસ લાગે એ મહેલમા આરસપહાણના મોટા મોટા
દિવાનખાના અને ઓરડાઓ છે તેમા કેટલાએકનુ બારીક નકશી
કામ જોવા જેવુ છે, અને કેટલાએકને જે ચકચકિત રંગ દીધા છે તે
તથા તેને સોનેથી રસેલા છે, તે જોવા જેવી બાબત છે દરેક
ચોકમા ફૂવારા તો ખરાજ એક ચોકમા એક ફુવારો નેવુ ફુટ
ઉંચો છે એ ફુવારામા અગણિત માછલા છે તેઓ એ નિર્મળ
પાણીમા કુદકા મારેછે, તે વેળાએ તેઓ સોનાની પેઠે ચળકેછે
આ માછલાને સોનેરી માછલી કહેછે વળી ઘણા ચોકમા મીઠા,
ખુશબોદાર ફૂલોના મનહર બગીચા છે એ તમામ દેખાવ જોવા

તો ખુશનુમા લાગેછે કે દુનિયાના દરેક ભાગમાંથી એ જોવાને સેંકડો મુસાફરો આવેછે। સ્પેઈનના મુસલમાન રાજાઓની થોડી તવારીખ મેં શરૂઆતમાંજ તમને કહી છે. તેમની પાસેથી છેલ્લામાં છેલ્લું ગ્રાનાડા શહેર હતું, તે પણ સ્પાનિયર્ડ લોકોએ આંચકી લીધું. મૂર લોકોનો છેલ્લો રાજા આપણા ગુજરાતના છેલ્લા રાજા કરણઘેલાના જેવો હતો. એ અવિચારી, બૂઠો અને મૂર્ખ હતો. જે માણસો પોતાના દુશ્મનની સામા એને મદદ લાગત, તેમનેજ આ રાજાએ દગો દીધો. તે જ્યારે કેદ પકડાયો અને પોતાનો મહેલ છોડીને તેને જવાનો વખત આવ્યો, ત્યારે તે ઘણો ઉદાસ થઈ ગયો. તેના હજુરીઓ, નોકરો અને જનાનાનાં બૈરાં—એ સર્વને નીકળવું પડ્યું. તે સર્વે શહેરના દરવાજા બહાર આવ્યા, ત્યારે રાજાએ પાછા ફરીને પોતાના મનહર મહેલ તરફ છેવટની નજર કરીને તે હેબકાટ રડી પડ્યો. તેની મા એક ગુમાની, ટેકીલી બહાદૂર બાઈ હતી. તે પોતાના દીકરાની મૂર્ખાઈ જોઈને ચીડાઇને તેને કહેવા લાગી, "જે દેશને તું મર્દાઈથી જાળવી શક્યો નહીં, તે તારા હાથમાંથી ગયો એટલે તને બાઈડીની પેઠે રોવું આવે, એ એક બાયલા માણસને માટે નેવાઈ જેવું નથી." સ્પાનિયર્ડ લોકોએ તેની પાસેથી પાદશાહી તરવાર પણ લઈ લીધી. તે તેમણે માડ્રિડના સંગ્રહસ્થાનમાં મૂકી રાખી છે, તે આજ પણ છે.

---

## જિબ્રાલ્ટર.

આ ગામ સ્પેઈનમાં છે, પણ તે આપણી વિક્ટોરિયા રાણીના તાબામાં છે. ઘણાં વરસ ઉપર એ શહેર અંગરેજે જીતી લીધું હતું. અંગરેજ સરકારનાં જે વહાણો ભૂમધ્ય સમુદ્રમાં થઇને જાય આવેછે, તે એ ઠેકાણે લંગર કરેછે. સર જાર્જ રૂકની સરદારી હેઠળ એકસો છાશી વરસ ઉપર* અંગરેજોએ એ જગા જીતી લીધી. પોણોસો વરસ પછી ફ્રેંચ અને સ્પાનિશ લોકોએ એ શહેરને ઘેરો ઘાલ્યો. જમીન ઉપર કિલ્લાની આસપાસ તે લશ્કર ફરી વળ્યું; તેમજ દરિ-

---

* ઈ. સ. ૧૭૦૪.

યા ઉપરથી પણ એ શહેરને ચોતર્ફથી ઘેરી લીધુ એ ઘેરો સાડા ત્રણ વરસ સુધી રહ્યો. અગરેજી લશ્કર છેક ભૂખમરાની હાલત આવી પડયુ, ત્યારે તેના સરદાર જનરલ એલિયટે તોપો મારી દુશ્મનના વહાણોને આગ લગાડી, અને એક રાતમા એ ક્રોડ રૂપિઆનુ નુકશાન કરી નાખ્યુ, ત્યારે જિબ્રાલ્ટરનો બચાવ થયો.

---

## પિરિનીઝ

એ નામના ઉચા પર્વતની હાર ફ્રાન્સ અને સ્પેઈનની વચમ આવેલી છે એની ટોચ ઉપર બારે માસ બરફ રહેછે અને તેથીજ એ દિશામાથી હમેશા ખૂબ ઠડો પવન વાયાજ કરેછે સ્પેઈનનો કાસ્ટીલ પ્રાત એ પવનની પાસે આવેલો છે તેની સપાટ જમીનમ ચેલુ માડ્રિડ શહેર બાધેલુ છે, ત્યા એવડી બધી ટાઢ વાયછે એ અમે ઉપર કહી ગયા, તેનું કારણ કે તે ઉચ્ચાણમા આવ્યુ છે.

પેદાશ —સેવિલ શહેર નારગીના મીઠા ફળને માટે નામીચુ છે

ઝેરીસમા સેરિ દારૂ સારો થાયછે

બાર્સિલોનામા રેશમી રૂમાલ વખાણવા જેવા બનેછે

સ્પેઈનમા જૂદી જૂદી જાતના ફળ ઘણા થાયછે. તે પરદે શ ચઢેછે

ભૂમધ્ય સમુદ્રના કિનારા પાસે તાપ બહુ પડેછે ત્યા શેરડી થાયછે અને કેટલેક ઠેકાણે થોડી ઘણી ડાગેર પણ થાયછે ત્યા બે ઝાડ તો બહુ સાધારણ છે એક તો શેતુરના ઝાડ, તેના પાદડા ખવરાવીને રેશમના કીડાને ઉછેરવામા આવેછે બીજુ બુચનુ ઝાડ. એ મોટુ જબરૂ ઝાડ છે. તેની છાલ ઉતારીને તેના બૂચ બનાવવામા આવેછે શીશા ઉપર બૂચ તમે ઘણી વાર જોયા હશે એ બૂચ ક્યાકથી ફરતો ફરતો અહીં લગી આવ્યો છે, એનો તમને કોઈ દિવસ વિચાર આવ્યો હતો? વળી સ્પેઈનમા રૂપાની ખાણો છે એ દેશની જમીન તથા હવા ઘણા મઝેના છે, તે છતા એ દેશ ધનવાન નથી કેમકે સ્પાનિયર્ડ લોકો આળસુ છે અને આ કુદરતી મહેરબાનીનો લાભ લેતા નથી, તેથી ગૂ

જરાતીમાં કહેવત છે કે, આળસ એ દરિદ્રતાનું મૂળ છે, તે આળસ એમને નડેછે.

ચાલચલગત:—અત્યારલગી અમે જે ઉપર લખ્યું છે, તે ઉપરથી સ્પાનિયર્ડ લોકોની ચાલચલગત કેવી છે, તે તો તમારા જાણવામાં આવ્યું હશે. તેઓ ફ્રેંચના જેવા વાતોડા અને ચપળ નથી; પણ ગંભીર અને થોડાબોલા છે. બિસ્કે ઉપસાગરના કિનારા ઉપર જે સ્પાનિયર્ડો વસેછે, તેઓજ માત્ર ફ્રેંચ જેવા છે. તેઓ આઈરિશ લોકોની પેઠે ઉમળકાભેર ઝટ મળી જાય તેવા નથી; પણ ટાઢા અને અતડા છે. વળી, અંગરેજોની પેઠે તેઓ ઘર ઉપર પ્રેમ ભક્તિ રાખીને ઘરમાં બેસી રહેતા નથી, પણ બહાર ફરવા હરવાના શોખી છે. તેઓ નિર્દય સ્વભાવના નીવડેછે. તેઓ ઘણા અહંકારી છે. ગરીબ લોકો પણ પૈસાદાર લોકોની પેઠે અભિમાની છે. તેમના મનમાં એવી ધૂન છે કે આખી દુનિયામાં અમારા જેવા લોકજ નથી; અને અમારી જેવી ભાષા છે, તેવી સારી ભાષાજ દુનિયામાં નથી. એ વાત ખરી છે કે આખા યૂરપ ખંડમાં તેમની ભાષા ઘણીજ ફક્કડ છે; પણ તેમાં સારાં સારાં, ડહાપણવાળાં પુસ્તકો બહુ લખાયાં નથી.

દુનિયામાં અનેક રમુજી ચોપડીઓ છે. તેમાંની એક ઘણીજ રમુજી ચોપડી સ્પાનિશ ભાષામાં લખાએલી છે. 'ડૉન ક્વિગ્ઝોટ' નામના એક મર્દ માણસની વાત છે. તેમાં તેણે ઘણુંએક ગાંડાં કામ કર્યા છે, તે લખ્યાં છે. એક વાર તો તે એક પવનચક્કીની સામે ઘોડા ઉપર બેસીને લડવા ગયો. તેના મનમાં કે આ પવનથી ફરતી ચક્કી કોઈ દૈત્ય છે. તેને પોતાના ભાલાવતી મારી નાખવાને તેણે બહુ મહેનત કરી; પણ તે ચક્કીના જબરા જબરા હાથના જોરથી તે સવાર પંડેજ મરતનોલ થઈ ગયો. એ વાત જો વાંચો તો તમને ઘણી ગમત પડે એવી છે.

## પોર્ટુગલ.

એ દેશ સ્પેઈનની છેક લગોલગ છે; પણ તે સ્પેઈનથી ઘણી બાતે જૂદો પડેછે. સ્પેઈનના લોકો પોતાના રાજા ઉપર ભક્તિ ભાવ રાખતા નથી; તેથી તેમાં પ્રજાએ ઘણી વાર હુલ્લડ તોફાન કર્યાં છે. સ્પાનિયર્ડો માંહોમાંહે લડી મરેછે; પણ પોર્ટુગલ તો બહુ શાંત છે. ત્યાંના લોકો પોતાના રાજા ઉપર બહુ ભાવ રાખેછે.

સ્પાનિયર્ડ લોકો કરતાં પોર્ટુગીઝ લોકો વધારે સુસ્ત છે. તેમની આંખો અને વાળ કાળા છે. તેમના શરીરનો રંગ પણ સ્પાનિયર્ડના જેવોજ કાળો છે.

પોર્ટુગીઝ લોકોના દાંત રૂપાળા ધોળા છે; પણ તેમને એક ભૂંડી ટેવ છે. તેઓ તપખીર સુંઘેછે. તેઓ એવા તો અહંકારી છે કે તેઓ ભાર ઉપાડતા નથી, પણ ભાર ભરેલાં પઈડાંવાળાં પીપ તાણેછે. પણ સ્પાનિયર્ડ લોકોને એવો કશો રેક નથી. તેઓ માથે ભાર ઉપાડી લઈ જાયછે; તેઓ ભારનાં ગાડાં ખેંચતા નથી. પોર્ટુગલના રહેવાશીઓ પોર્ટુગીઝ કહેવાયછે; તેને આપણા લોકો ફીરંગી કહેછે; અને પોર્ટુગલ દેશ ફરંગસ્તાન કહેવાયછે. ત્યાં ઘણા ખરા મજૂર સ્પાનિયર્ડ લોકો છે. તેઓ સ્પેઈનના ગાલિશિઆ નામના પ્રાંતમાંથી મહેનત મજૂરી કરવાને આવેછે. પોર્ટુગીઝ ભાષા સ્પાનિશ ભાષા જેવી સરસ નથી. તેનો અવાજ કઠોર લાગેછે.

ફીરંગી લોકો સલાટના કામમાં ઘણા ખબરદાર કહેવાયછે. તેમનાં ખઈરાં ઘણું સુંદર રીતી જાણેછે; અને આપણે છક થઈ જઈએ એવી સારી, વાળની પૂતળીઓ બનાવેછે.

ફીરંગીઓની મીઠાઈ બહુ વખણાયછે. તેઓ એક જાતના ફળનો મજેનો મુરબ્બો બનાવેછે. વળી એ દેશ નાની નાની નારંગીઓને માટે નામીચો છે. ખાંડની ચાસણીની તથા ઇંડાંની તેઓ હજારો ચીજો બનાવેછે. તેઓ રોટલીઓ ઉપર નાની માછલીઓ, પંખીઓ અને ફૂલો એવાં સારી રીતે ગોઠવેછે; અને તે બધું તાર ઉપર એવું ફરફર કર્યાં કરેછે કે તમે જોઇને રાજી થઈ જાઓ.

ખોરાકઃ—પોર્ટુગલમાં દૂધ બહુજ થોડું મળેછે. ત્યાં ગાયબળદો તો છેક સાંસા પડેછે. એ દેશમાં ઘણો તાપ તપેછે, તેથી ઘાસ સૂ-

ગાહને બળી જાયછે, તેથી ગાયને ખાવાને ચારો રહેતો નથી અને
દૂધ તથા માખણ નીપજતા નથી

આયર્લાંડમા કોર્ક કરીને ગામ છે તેની વાત આગળ આવી ગઇ
છે ત્યાથી પૉર્ટુગાલમા જોઇએ તેટલુ માખણ આવેછે. માખણના
વેપારીઓ છે, તેઓ માખણ મગાવી મગાવીને વેચેછે

એ દેશમા ગોસ્ત પણ સારૂ મળતુ નથી, અને મળેછે, તે
પણ થોડુ મળેછે માછના અને મરઘા જોઇએ તેટના મળેછે. કે-
ટલીએક મરઘીઓનો ખોરાક તો નવાઈ જેવો છે તેઓ દરાખના
ઠળીઆ ખાયછે દ્રાક્ષનો દારૂ કરતી વખત, તેમાથી રસકસ કાઢી
લેછે અને તેના ઠળીઆની ગુણો ભરીભરીને મરઘાને ખાવાને માટે
વેચવામા આવેછે

ગરીબ લોકો તાજી માછલી ખાયછે તે ઘણી સસ્તી મળેછે
તેઓ ડુક્કરનુ માસ અને કઠોળ પણ ખાયછે તેઓ ઘણી વખત
તો રોટલી ને અંજીર અથવા રોટલી ને તડબૂચ ઉપર નભાવ
કરેછે નોકર ચાકર જમનામા હમેશા રાબ તથા બળદનુ ગોસ્ત ડુ-
ક્કરના ગોસ્ત સાથે ઉકાળીને ખાયછે તેની સાથે ભાત અને માસ
રાધતી વખત તેમાથી રસ અને ચરબી ટપકેછે, તે ખાવામા લેછે

ફીરંગી લોકોને ટમાટા બહુજ ભાવેછે તેમના દેશમાં સફર-
જનના ઝાડ બેસુમાર થાયછે તેના ફળનો તેઓ મુરબ્બો બનાવીને
માખણને ઠેકાણે તેઓ ખાયછે

લિસ્બન શહેરમા મીઠા લીંબુના ઝાડ થાયછે

વળી જાપાનમા એક જાતનુ ઝાડ થાયછે, તે પણ અહીં ઉગા-
ડવામા આવેછે વળી, તેમને દાડમ બહુ વહાલુ છે ઉપરનું છોડુ
કાઢી નાખીને અંદરથી લાલચોળ જેવા મોતીના દાણાથી રકાબી
ભરેછે. તે મેજ ઉપર મૂકેછે તે બહુ સુદર દેખાયછે તેની સાથે
ઝીણી ધોળી ખાડ ભેળીને ત્યાના લોકો એ દાણા પુષ્કળ ખાયછે
આખી રકાબીઓને રકાબીઓ ઉડાવી જાયછે

જમી રહ્યા પછી મેજના ઉપર જાતજાતનો મેવો મજેની રીતે
ગોઠવી દેવામા આવેછે વિલાયતમા તો એવી રીત છે કે, એક ર-
કાબીમા દ્રાક્ષ ભરેલી હોય, તો બીજીમા અંજીર મૂકેલા હોયછે આ
દેશમા તેમ કરતા નથી. અહીં તો થોડો થોડો બધી જાતનો મેવો

એક એક રીકાબીમા ભરેલો હોયછે, તેથી એકજ રીકાબીમા બીજું દ્રાક્ષનો ઝૂમખો હોયછે, તેની સાથે થોડા અંજીર પણ જોવામા આવે છે વળી, જોડે એક તડબૂચ રાખેલુ હોયછે એ બધુ તેઓ એ એક રીકાબીમા મૂકેછે, તેથી તે બહુ સરસ દેખાયછે

આપણા દેશમા જેમ કેરીઓ જોઇએ તેટલી જડેછે, અથવા ઈગ્લાંડમા જેમ સફરજનની ખોટ નથી, તેમ પોર્ટુગલમાં નારંગી ટગલેટગના મળેછે એ દેશમા એટલીબધી નારગી થાયછે કે પુષ્કળ જથાબંધ તે દેશાવરખાને મોકલવામા આવેછે નદી કાંઠે તેમના ટોપલેટોપલા ભરવામા આવેછે જે નાની હોય, તો તેઓ નદીમા નાખી દેછે અંગુઠાની સાથે હાથની વચલી આગળીમે ભરીએ તેની અંદરના પોલાણમા જે નારગી નાની પડે તે બધીને પેલા લોકો ફેંકી દેછે દરેક નારગી લઇ લઇને ટોપલામા નાખવી વખત પોતાના અંગુઠા અને વચલી આંગળી વચ્ચે તેઓ સાખી જુએછે સેંકડો નાની નારગીઓ નદીમા તરતી તણાતી જતી જણાયછે તમે ત્યા હો તો તે ઉચકી લેવાનુ તમો મન થાય કે નહીં?

એ દેશમા તમે એક બે પૈસા ખરચો, એટલામા તો તમને એક લીલુછમ જેવુ તડબૂચ મળે તેને તમે કાપો તો તે અંદરથી, બારચોળ જેવુ નીકળેછે વળી, તે એટલુ મોટુ હોયછે કે એક તડબૂચથી બે જણનું પેટ ભરાઈ રહે વળી, તમે એક રૂપીઉં આપો તો તેને સાટે તમને ત્રીશ ચાળીશ અંજીર મળે અને તે રૂપીઆમા એક શેર જેટલી લીલી દ્રાક્ષ આવે.

પોર્ટુગલમા બૂચના તથા સેતુરના ઘણા ઝાડ થાયછે.

જ્યારે વરસાદ વરસતો હોય અને ગાડા જોડીને બહાર જવુ હોય, ત્યારે ગામડાના લોકો પરાળના ડગલા પહેરીને નીકળેછે. જાણે છાપરૂ છાઇ લીધુ હોય એવા તે દેખાયછે એવા ઘાસના ડગલા પહેરવાથી તેઓ જરા પણ પલળતા નથી, કારણકે જેવુ વરસાદનુ પાણી પડેછે, તેવુ તે ઉપર ઉપરથી વહી જાયછે

ગામડામા લોકો મોટા ગધેડા ઉપર સ્વારી કરેછે તેઓ ટટ્ટુના જેટલી ઝડપથી ચાલેછે મોટા મોટા ઘરની આબરૂદાર કુળવાન સ્ત્રીઓ પણ ગધેડે બેસીને ફરેછે.

—⊰⊱—

## લિસ્બન.

કોઈ માણસ આગબોટમાં બેસીને પોર્ટુગલ જાય અને તે ટેગસ નદીના પહોળા પટમાં આવે, તો તેને લિસ્બન નગરની ઝાંખી થાય. એ શહેર કેટલાએક ડુંગરા ઉપર નદીના મુખ આગળજ બાંધેલું છે. જ્યારે લિસ્બન નગરનાં પહેલવહેલાંજ દર્શન થાય અને તેનાં સફેદ મકાન સૂરજના તડકામાં છેટેથી ચળકતાં દેખાયછે, તે વખત તરતજ આપણને લાગે કે, આહા, કેવું સુંદર શહેર છે.

એ શહેરમાં એક મ્હોલ્લાનું નામ 'સોના–બજાર' છે. તેમાં વેપારીઓ ફક્ત સોનાનીજ જણસો વેચેછે. બીજું એક 'રૂપા–બજાર' છે. ત્યાં બધી રૂપાનીજ ચીજો વેચાયછે.

એ શહેરમાં પાણી લાવવાની નહેર બાંધવામાં આવી છે, તે વિશેષે કરીને ખૂબસુરત છે. તેમાં થઇને પાણી આવેછે. એ પાણી દશ કોશ દૂરથી વાળીને આણ્યું છે. લિસ્બન પાસે એક ઉંડી ખીન છે, તે ઉપર એક ઘણોજ ઉંચો પુલ બાંધ્યો છે. તેની તળે ખીનમાં ઉંચી ઉંચી કમાનો વાળેલી છે. તેની તળેથી નહીં પણ પુલમાં થઇને પાણી જોશબંધ વહ્યું જાયછે. આ પાણીની નહેર આખા યુરપમાં સૌથી સરસ છે; એટલુંજ નહીં, પણ આખી દુનિયામાં સૌથી સરસ કહેવાયછે.

પણ ઠેકાણે ઠેકાણે પથ્થરના ઢગલેઢગલા પડેલા દેખાયછે, તેનું કારણ જાણવા જેવું છે. દેવલો અને ઘરો જાણે પડી ગયાં હોય, એમ લાગેછે. સોએક વરસ ઉપર એક જબરો ધરતીકંપ થયો, તેથી લિસ્બન નગરનાં ઘણાં મકાનો ગગડી પડ્યાં અને હજારો માણસો માર્યાં ગયાં. એ ત્રાસ ઉપજે એવો દહાડો કદી ભૂલાય તેમ નથી. ત્યાં નાનાં નાનાં છોકરાં આવા ઢગલા જુએછે, એટલે તેઓ તેમનાં માબાપને તેનું કારણ પૂછેછે.

ધર્મનો એક મોટો પવિત્ર તહેવાર હતો. તે દહાડે એ ધરતીકંપ થયો. તે વેળા હજારો મીણબત્તી બધા દેવલોમાં બળતી હતી. ધરતી ધ્રૂજવાથી તે મીણબત્તીઓ ડગમગી અને દેવલોમાં આગ લાગી, ખને એમ કરતાં પાસેનાં ઘરો પણ સળગી ઉઠ્યાં.

આખા ઘરને ઘર ભોંયમા સમાઈ ગયા, અને આખા શહેર ઉપર આગની જ્વાળા ફરી વળી દરિયા કાંઠે જમીનનો એક મોટો કકડો હતો ત્યા કેટલાએક માણસો બચવાને માટે નાસી આવ્યા એકાએક એ ટેકરો જાણે બીજી બધી પૃથ્વીથી જૂદો પડી જતો હોય, તેમ આગળ થઇ જઇને હજારો માણસોને લઇને સમુદ્રમા સમાઈ ગયો

હાલ પણ એ દેશમા ઘણુ ભૂ-કંપ થાયછે ખરા, પણ તે બહુજ નાના નાના થાયછે એક વેળા ધરતીકંપ થયો, ત્યારે એક ગાડાને તથા બે બળદને ધરતી પોતાના પેટમા ગળીજ ગઈ પછી પોતાનુ ફાડેલુ મ્હો બંધ કરીને તેમના ઉપર ફરી વળી



## સિંટ્રા

લિસ્બનથી થોડાક ગાઉ ઉપર સિંટ્રા નામનુ એક સ્થળ છે એ એક ઘણીજ સુંદર જગા છે એક ડુંગર ઉપર ઘણાજ ફક્કડ ઝાડો ની ઘટા આવી રહી છે તેમાથી સહુ મકાનોના કોઈ કોઈ ભાગ બહાર નિકળીને આવેથી જાણે વરેમાથીને ઝાંખી કરાવતા હોયની, તેમ દેખાવ દેછે પણ વળી એ ડુંગર ઉપરથી પાણીના ધોધ નીચે અથડાતા આવ્યા જાયછે તે નિચુની વાડીઓમા થઈને વહેછે



## ઑપોર્ટો

એ શહેરમા દ્રાક્ષનો દારૂ થાયછે, તેથી તે બધે જાણીતુ છે એ દારૂ પુષ્કળ જથાબંધ દેશદેશાંતરમા જાયછે અહીંથી વહાણો ભરાઇ ભરાઇને ઇંગ્લાંડમા અને દુનિયાના બધા દેશોમા જાયછે ઑપોર્ટો શહેર આખા પોર્ટુગલમા બીજા બધા શહેરો કરતા ઘણુજ સાફ અને સુઘડ છે વળી તે ઘણુ રૂપાળુ દેખાયછે, કેમકે તેની પાસે થઇને ડૂરો નદી વહેછે તેના કિનારા ઉપર પથ્થરના ખડક છે તેમાથી પગથીઆ કોરી કાઢ્યા છે તે ઉપર ચઢીને એ શહેરના કેટલાએક ઘરમા જવાયછે નાના છોકરાને તો એવા ઘરમા રહેવાનુ ગમે પણ તેમના ઘરડા દાદા દાદીઓને તો ચઢવુ ઉતરવુ નજ ગમે, એમા નવાઇ નથી



## રશિયા.

યૂરપ ખંડના બીજા બધા દેશો કરતાં આ દેશ ઘણોજ મોટો છે. તમે નકશામાં જુઓ. તે પૂર્વમાં આવેલો છે. તે એટલો બધો મોટો છે કે, ઉતરના હિમ પ્રદેશથી તે છેક દક્ષિણના ગરમ મુલક સુધી તે આવેલો છે. એનો કેટલોએક ભાગ એશિયામાં છે, અને કેટલોએક યૂરપમાં છે. આપણાં મહારાણી વિક્ટોરિયા જેટલા મુલક ઉપર રાજ્ય કરેછે, લગભગ તેટલાજ મુલક ઉપર રશિયાનો સહેનશાહ સત્તા ચલાવેછે; પણ આપણી રાણી સરકારના રાજ્યમાં જેટલી વસ્તિ છે, તેટલી એ સહેનશાહને તળે નથી. રૂસના મુલકમાં આશરે સાડાઆઠ ક્રોડ માણસની વસ્તિ છે; અને આપણાં રાણીશ્રીના રાજ્યમાં તો તેનાથી વીશ ક્રોડ માણસ વધારેછે.

એ દેશનો પાદશાહ ઝારના નામથી ઓળખાયછે; પણ રૂસ દેશના અમીર ઉમરાવો તેને 'સઘળા રૂસના મુલકનો સહેનશાહ' કહેછે, કેમકે એશિયામાં પણ રૂસનો મુલક આવેલો છે.

રશિયાના ઘણાખરા ભાગમાં શિયાળામાં બારે ટાઢ પડેછે. એ દેશમાં ઘણાં જંગલો છે, તે ચનકાર જેવાં અને ભયંકર લાગેછે. વળી સપાટ, પહોળાં મેદાનોનો પણ પાર નથી, તેમાં નાનાં નાનાં ગામડાં હોયછે. તે એક બીજાથી બહુ આઘાં હોયછે. એવો દેશ તમને ગમે કે વારૂ?

શિયાળામાં બધે બરફજ બરફ જોઈ લેવો. સઘળી જમીન ઉપર જાણે ધોળી ચાદર પાથરી દીધી હોય, એમ લાગેછે. એવે વખતે રસ્તામાં ઝાઝાં માણસો જતાં આવતાં જણાતાં નથી. જંગલોમાં જંગલી જનાવરો રખડતાં ફરેછે

એ કયાં જનાવર હશે વારૂ? રીંછ અને વરૂ. તેમાં રીંછ ઝાઝાં દેખા દેતાં નથી. તેઓ ઉદાસ પ્રાણિઓ છે. તેમને એકલાં રહેવું ગમેછે. દરેક રીંછ પોત પોતાના કોતરમાં રહેછે. તે કોતરો બીહામણાં હોયછે. તેમાં તે આખો શિયાળો પડી રહેછે. જ્યારે વસંતઋતુ આવેછે, ત્યારે તે તેની ગુફામાંથી ખાવાનું ખોળવાને બહાર નીકળે છે. તે ખાઈ ખાઈને પાછું ધીંગું થવા માંડેછે.

રીંછ કરતાં વરૂ વધારે બ્હીકણું હોયછે. વરૂને ગામડાંની પાસે ઝાડીમાં અને જંગલમાં રહેવું ગમેછે. વરૂ એકલું હોય, તો તે કોઈ માણસ ઉપર હુમલો કરવાની હિમ્મત કરતું નથી. પણ જો એકાદ છોકરું જંગલમાં એકલું રખડતું તેના જોવામાં આવે તો તે વખત તે તેને ઉપાડી જવાને આગળ પાછું થતું નથી. જો ગાય કે ઘોડા જેવું મોટું જનાવર તેની નજરે પડે, તો તે લાંબી ઘોર ચાદ પાડેછે, એટલે બીજાં વરૂઓ તેને મદદ કરવા એકઠ થઈ જાયછે. પછી બધાં મળીને તે બાપડા ઉપર તૂટી પડીને તેને ખાઈ જાયછે.

વરૂ કૂતરા ઉપર પણ હલ્લો કરેછે. તેઓ કૂતરાને ખૂબ લુચ્ચાઈથી પકડેછે. એક ટોળું બંધાઈને વરૂઓ ગામમાં આવેછે, એટલે કૂતરા તેમની પછવાડે પડેછે. વરૂઓ પાછાં જંગલ ભણી નાસવા માંડેછે. તેમની પાછળ કૂતરા પણ ઠેઠ જંગલ સુધી ધાયછે, એટલે વરૂઓ એકદમ પાછાં ફરી તેમના ઉપર ધસારો કરેછે અને આ ગરીબ બાસાભસ કરી રહેલાં કૂતરાંને ઝાલીને ખાઈ જાયછે.

રૂસ દેશના વરૂની એક નાની સરખી વાત હું તમને કહુંછું. એક વરૂ ઘણા દિવસથી એક નાના કૂતરા ઉપર તાકી રહ્યું હતું. એક દિવસ તે તેની પાછળ પાછળ તે કૂતરાના ધણીના ઘરમાં પેઠું. પછી તરતજ કોઈ માણસે તે ઘરનું બારણું દીધું, એટલે પેલું વરૂ પણ અંદરજ રહી ગયું; પણ ઘરના ધણીએ એ વરૂને ઘરમાં પેસતાં દીઠું હતું. તે વેળા તે રસોડામાં હતો. ત્યાંથી તેણે પોતાની બંદૂક લીધી. અને રસોડાનું બારણું જરા ઉઘાડીને ચાલીમાં વરૂ બેઠું



बीजा अलेकझाँडर सहेनशाहनी तेना चीसलामां स्वारी.

શિયાળામાં રૂસ લોકો પૈડાં વગરની ગાડી વાપરેછે. તેને સ્લેજ કહેછે. તે ઘીસરાં જેવી હોયછે. જો કોઈ માણસને લાંબી મુસાફરીએ જવું હોય અગર ભારે ઘીમલુ લેવું હોય, ત્યારે ત્રણ ઘોડા જોડાયછે. એ ગાડીને લાકડાની ઊંધ હોયછે. તે ઉપર લાકડાનુ એક મોહું ચક્કર હોયછે. તે ઘોડાના પગની નાળના બેડોળ આકાર જેવું હોયછે. તેમાં ઉધના છેડા જડેલા હોયછે; કારણકે વચલા ઘોડાને ચામડાના લાંબા પટા હોતા નથી. તેનુ માથુ એવું સજ્જડ આવેછે કે તેને તે ઉચું રાખ્યા વગર ચાલતું નથી; અને તેને બધો વખત ખદ ચાલવી પડેછે. બીજા બે ઘોડા તેની જોડે છૂટા જેવા રાખવામાં આવેછે. તે પેલા વચલા ઘોડાની એક એક બાજુએ જોડવામાં આવેછે. તેઓ તુર્કી ચાલે ખદ્ ખદ્ કરતા ચાલ્યા આવેછે અથવા ચારે પગે કૂદતા છાતક જાયછે. ઘોડાના પગની નાળ જેવા ચક્કરને 'ડગા' કહેછે. તે ઉપર એક મોટો ઘંટ જડેલો હોયછે. તે અગાઉ છેટેથી સંભળાયછે શિયાળામાં વરૂઓ મુસાફરોની પછવાડે પડેછે, તેમની પાછળ બૂમરાણ કરી મૂકેછે અને કૂદકા મારી મારીને પણ તેમના ઘીસલામા પડીને તેમના ઉપર તૂટી પડેછે.

પોશાક.—શિયાળામાં ગરીબ લોકો તેમનાથી બની શકે તેવાં ગરમમાં ગરમ કપડા લઈ પહેરેછે. એ દેશમા ઘેટા બહુ થાયછે. તેના ચામડાના તેઓ ડગલા કરેછે, તેમા ઉનવાળો ભાગ તેઓ અંદર રાખેછે. આ ડગલાને તેઓ 'શૂબા' કહેછે. ગામડીઆ લોકો હમેશાં એ ચામડાનાજ ડગલા પહેરેછે, પણ પૈસાદાર લોકના 'શૂબા' તો જૂદી જૂદી જાતના રૂઆના થાયછે. મરદો પોતાના માથા ઉપરના વાળ વધવા દેછે તેઓ જયારે કામ કરતા હોયછે, ત્યારે માથાના વાળ મો ઉપર ન આવે માટે પોતાના ચોટલાને દોરીથી બાંધી લેછે. જ્યારે કોઈ ગામડીઓ પોતાનાથી મોટા માણસને મળેછે, ત્યારે તેને માન આપવાને પોતાને ચોટલે દોરી બાંધી હોયછે, તે છોડી નાખેછે કોઈ મોટા માણસને જતો જોઇને રૂસ દેશના ગામડીઆ માથેથી ટોપી ઉતારી લેછે, અને તે જ્યા સુધી દેખાય, ત્યા સુધી ટોપી માથે ન પહેરતા હાથમાંજ ઝાલી રાખેછે, અને તે

લોકઃ—એ દેશમાં તાપ બહુ પડેછે. ત્યાંના લોકોનો રંગ ઘણો શામળો હોયછે. તેમના વાળ કાળા હોયછે. તેમની આંખો પણ કાળી હોય છે; પણ ફ્રાન્સમાં જે ચળકતી, આનંદી, કાળી આંખો તમારા જોવામાં આવે, તેવી અહીં થતી નથી. પણ તે સુંદર, નરમાશવાળી, ઘણા ઝાંખા કાળા રંગની આંખો હોયછે. કેટલી એક સ્ત્રીઓને સોનેરી વાળ હોયછે, તે બહુ વખણાયછે. ઇટાલિયન લોકો ખ્રિસ્તિ ધર્મના રોમન કાથોલિક સંપ્રદાયમાં છે. તેઓ એવા વિવેકી છે કે, સાથે બોલનાર ધણી ગમે તે કહેતો હોય અને પોતાનો મત તેથી જુદો હોય, તોપણ તે કહીને તેને દુઃખ લગાડતા નથી. જ્યારે કોઈ દુષ્ટ માણસની વાત ચાલતી હોય, ત્યારે પણ તેઓ તેને માટે ધિક્કાર કે તિરસ્કારનાં કડવાં વચન વાપરતા નથી; પણ હમેશાં દયા અને દલગીરીના બોલ બોલેછે.

તેઓ પાનાંથી અને હાથથી જુગટે રમેછે. જુગટે રમવું એ બૂરું કામ છે, એમ તેઓ હજુ સમજ્યા નથી. વરસો વરસ વસંત ઋતુમાં રોમ શહેરમાં અને આખા ઇટલી દેશમાં મોટો ઓચ્છવ થાયછે. તે બે ત્રણ દિવસ સુધી પહોંચેછે. તે આપણી હોળીના તહેવાર જેવો છે. તેને 'કાર્નિવલ' કહેછે. તે વખત તેઓ ઘણુંક નાદાનીનાં ગાંડાં કામો કરેછે. કેટલીએક વાર લોકો મ્હોં ઉપર લૂગડું નાખીને મ્હોહલ્લામાં આમ તેમ દોડેછે. એવી વખતે બીજા માણસો તેમના ચહેરા ઢાંકેલા છતાં તેમને ઓળખી શકેછે કે નહીં, તે તેઓ જુએછે. એક નીમેલે દિવસે જેને ગમે તે ખાંડનાં રમકડાં અને ફૂલના ગોટા લઈ રાખેછે; પછી મ્હોહલ્લામાં થઇને જે માણસો જતાં આવતાં હોય, તેમના ઉપર તે તેઓ નાખેછે; તેથી ઘણી ગમત અને ગરબડાટ થઈ રહેછે. પછી ઘોડાની શરત થાયછે. તેના ઉપર કોઈ સવાર થતું નથી. ઘોડા પોતાની મરજી પ્રમાણે દોડેછે; અને મ્હોહલ્લામાં આડી રીતરંગીઓ ધરીને તેમને ઉભા રાખેછે. એક બીજે દિવસ ઉપર દરેક જણ મીણબત્તી સળગાવીને લાવેછે. તે વેળા દરેક જણ પોતાની બળતી બત્તીને બળતી રાખવાની તજવીજ કરેછે; અને બીજાની સળગતી મીણબત્તીને તેઓ જેમ બને તેમ ફૂંક મારીને ઓલવી નાખેછે. મીણબત્તીઓને બુઝવી દેવાને તે ઉપ-

રે કઈ કંઈ ચીજો પણ ફેંકવામાં આવેછે અને ઘણી ડગળાઈઓ પણ થાયછે મોટી ઉમરે પુગેલા માણસોને માટે આ રમતો મૂર્ખાઈ ભરેલી ઠ્હેવાય, અને તેથી તેઓ હવે ઓછી થતી જાયછે.

ઇટાલિયન લોકો ગાયનના ઘણા શોખી છે; અને ચિત્રકળામાં પણ તેઓ તેવાજ રસિઆ છે. વળી, તેઓ સરસ મૂર્તિકારો છે. અંગરેજ લોકો જેમ કામની વસ્તુનેજ વળગી રહેછે, તેમ તેઓ કરતા નથી. ઇટાલિયનો તો શોભાવાળી ચીજો ઉપર વારી જાયછે, અને અંગ્રેજો ઉપયોગી ચીજો પઢવાડે મંડ્યા રહેછે. ઇટલીમાથી ઘણા છોકરા લંડન શહેરમા આવેછે કેટલાએક નાની નાની વાજાંની પેટીઓ લેતા આવેછે અને કેટલાએક મૂર્તિઓ તથા પૂતળા લેતા આવેછે. તેઓ પોતાને સાથે મોટા મોટા ખુમચામા એ ચીજો લઇને મ્હોલ્લામા અને બજારમા વેચવાને ફરેછે. વળી, કેટલાએક તો વાદરા અને બીજાં જનાવરો લેતા આવેછે એ છોકરાઓ પોતાનું ઘરબાર મૂકીને લંડનમા શુ કરવા આવતા હશે ? ઘણી વાર તો એમ બનેછે કે, કોઈ લુચ્ચો માણસ એ છોકરાના ગામમા કે પહાડી મુલકમા જઇને તેના માબાપને સમજાવીને તે છોકરાઓને પોતાની સાથે તેડી જાયછે, અને તેમની સાથે એ બિચારાઓ ઇંગ્લાંડમા આવછે. એ કપટી માણસ તે છોકરાના માબાપને સારૂં લગાડવાને તે છોકરાના રૂપના વખાણ કરેછે, અને તેમના હાથમા સોના મહોર મૂકીને તે તેમને રાજી કરેછે; અને તમારા છોકરાને હુ ધનવાન તથા સુખી કરીશ, એમ કહીને તે નઠારો માણસ તેમને છેતરીને લઈ જાયછે.

વિલાયતના છોકરાઓ જેમ એક બીજાની સાથે મુક્કામુક્કી લડેછે, તેમ ઇટાલિયન છોકરાઓ મુક્કામાજી કરતા નથી; પણ તેઓ જ્યારે રીસે ભરાયછે, ત્યારે તેઓ એક બીજાની સામા પથરા ફેંકેછે. ઇટાલિયન લોકોને ખીજવવા, એ રમત વાત નથી. તેઓ જ્યારે રીસે ભરાયછે, ત્યારે મરદો તેમજ છોકરાઓ છરાઓ લઇને એક બીજાને કાપવા મંડી જાયછે કોઈ કોઈ વેળા તો તેઓ એથી પણ ભૂડા કામ કરેછે. તેઓ તે વખત પોતાનો કાળ દેખાડતા નથી, પ-

ણુ તેને દબાવી રાખેછે, અને લાગ જોઇને તેઓ પોતાના વેરીનું ખૂન કરી નાખેછે.

ઈટાલિયન લોકો આળસુ છે, એમ જેઓ કહેછે, તે ખોટું કહે છે; તેઓ ઘણા ઉદ્યોગી છે. તેઓ ખાનપાનમા પણ ઘણા નીતિવાળા છે. તેઓ ઘણાજ માયાળુ દિલના છે. તેઓ કદી ગુણ ભૂલતા નથી. તેમના છોકરાં ઘણાં નરમ, ઝટ શીખે એવા અને કાયદામાં રાખી શકાય, એવા સુશિલ હોયછે.

મકાનો —એક વેળા ઈટલી દેશ ધનવાન લોકોથી ભરપૂર હતો. હવે તેમના ફક્ત ઘરબાર રહી ગયા છે, પણ તેમાં હવે આગળના જેવા દ્રવ્યવાન માણસો રહ્યા નથી. હરકોઈ પરદેશી એ દેશમા જાય અને તેને ઘર ભાડે લઇને રહેવુ હોય, તો સુંદર, મોટા, પુરાતન, આરસપહાણુની સીડીવાળા અને ઠેઠ અગાસી સુધી દ્રાક્ષના વેલા છવાઈ ગએલા હોય તેવા મકાનો સહેલથી મળી આવેછે.

આ બારીઓને ફરેડી કરાવવાની રીત છે. તે ફરેડી આખે દિવસ ચઢાવેલીજ રાખવી જોઇએ, નહીંતો સૂરજનો તડકો એવે પડેછે કે ઘરમા રહ્યા રહ્યાં બળી જવાય; પણ સાંજ પડતા ફરેડીએ ઉઘાડી નાખવાને કે ઉતારી દેવાને હરકત નથી, કેમકે તે વખત ચોખ્ખી હવા આવેછે; પણ વળી રાત્રે તમારે એટલી સંભાળ રાખવી જોઇએ કે ખુલ્લી બારીઓમાથી મચ્છર અને ડાંસ અંદર આવીને તમને બધે ઠીકે દરડી ન જાય. બીજાનાને ફરતી ઉપરથી હેઠે સુધી નેટની મલમલ જેવી ઝીણી એક મચ્છરદાની ડાંસ, માખી મચ્છર વગેરેને અંદર આવતા અટકાવવાને માટે રાખવામા આવેછે.

ગરીબ લોકોના ઘરને પણ રંગબેરંગી છત હોયછે. ઈટાલિયન લોકો પોતાના મકાનના દિવાનખાના શણગારવાને મોટી મોટી મૂર્તિઓ અને બાવલા અંદર ગોઠવેછે તથા ઉપરની છતને રંગેછે.

કેટલેક ઠેકાણે ઈટાલિયન લોકોને માળ ઉપર પાણી લાવવાની ઘણી સરસ રીત છે. ઘરની બાયડીઓ મેડી ઉપરથી પાણી ભરવાની ડોલને બારીમાથી હેઠે ચોકમા દોરડે બાંધીને ઉતારેછે, આ પ્રમાણમાથી એક માણસ તે ડોલને ભરી આપેછે, એટલે પેલી બાઈ તુરત ઉપર ખેંચી લેછે. આપણા દેશમા જેમ મુસલમાનનુ પાણી ભીસ્તી

લોકો બળદ કે ગોધા ઉપર લઈ જાયછે, તેમ અહીં કેટલેક ઠેકાણે લોકો કુવામાંથી પાણી લઈ જવાને મોટા ગધેડા રાખેછે.

ખોરાકઃ—ગરીબ લોકોનો સાધારણ ખોરાક મકાઇની રાબ છે. મકાઇને ભરડીને પાણીમાં ઉકાળે, તેને એ લોકો 'પોલૅંટો' કહેછે. પણ જો તમે એ રાબ ઘણી ખાઓ, તો માંદા પડી જાઓ, માટે તેની સાથે કાંઈક બીજી વસ્તુ ખાવાની જરૂર છે.

ગરીબ લોકોનો એક વહાલો ખોરાક તો 'માકારોની'છે. લોટને પાણીથી બાંધીને તેને સેવની પેઠે વણેછે. ગામે ગામ ઘણી દુકાનો હોયછે, ત્યાં આ 'માકારોની' વેચાયછે. ગરીબ લોકો સાંજે વાળુને માટે 'માકારોની' તથા બીજું ખાવાનું એ ઠેકાણેથી લેછે.

વળી છોકરાઓ મ્હોલ્લે મ્હોલ્લે બરફવાળું પાણી વેચેછે. આપણા દેશમાં આવું પાણી આપણને કેવું ગમે ! તેમજ ઇટલીમાં પણ લોકોને આવું પાણી બહુ ભાવેછે. ઇટાલિયન લોકો ખાવા પીવાના બહુ શોખીન નથી. ઇટલીમાં કેવી જાતનાં જમણ થાયછે, તે વાત હુ તમને કહુંછું. કોબીજની ભાજીની રાબડી બનાવેછે. તેમાં ચોખા નાખીને તેને જરા જાડી કરેછે. તેને સ્વાદિષ્ટ કરવાને તેમાં પનીર નાખેછે. વળી, તે રાબમાં એક મરચાને પણ ઉકાળી નાખેછે. બીજી શાકભાજી પણ તળવામાં આવેછે. મને લાગેછે કે તમને એ ભોજન ભાવે નહીં. પણ મને નક્કી છે કે ઇટલી દેશનાં દ્રાક્ષ, પીચ, તડબૂચ, નારંગી અને અંજીર બહુ સ્વાદ લાગ્યા વિના રહે નહીં. ભોજન વખતે એકલી રોટલી અને પનીર તો કોઇકનેજ ગમે. ત્યાં પનીર ઘણુંકરીને ઘેટીના દૂધનું બનેછે.

એ દેશમાં પુષ્કળ દારૂ બનાવવામાં આવેછે.

વેનિસના લોકો દહાડામાં એકજ વાર બઉંપૂર્ણ ભોજન જમેછે. તેઓ સાંજે ચાર વાગને અર્ધે ભાગે જમેછે. જમણમાં માંસ ને ચોખા સાથે રાંધેછે. કાંઇક શાક તરકારી પણ બનાવેછે, અને કાંઇક હલકો દારૂ લેછે. એ દારૂ તમને ગમે એવો નથી. તે સુંદર રાતા રંગનો દેખાયછે ખરો, પણ બહુ ખાટો હોય છે; તોપણ તે જલદ નથી. તે પીધાથી કોઇને કેફ ચડતી નથી. પછી આખા દહાડામાં જુઓ તો રોટલાનો કટકો, થોડી ખુંદ અને ફળ ખાઇને તેઓ ચલાવેછે. વળી,

તેઓ મલાઈ, મેવો અને શાકરને બરફમા જમાવીને હોસે હોસે ખાયછે.

પોશાક —ઈટલીમાં ઘણી જુદી જુદી જાતના પહેરવેશ થાયછે. સઘળા જુવાન બૈરા, પછી તે ગમે તેવા ગરીબ હોય, તોપણ પોતાના માથાના વાળ ઘણી સંભાળથી ઓળીને ગોઠવેછે. એ દેશમા એક ઠેકાણે તો સ્ત્રીઓ માથે કશું ઓઢતીજ નથી, અને બુઢી બાઇડીઓ પણ પોતાના માથાના ધોળા વાળના ચોટલાને પછવાડે અંબોડો વાળીને ઉઘાડે માથે ફરતી જોવામા આવેછે. સૂરજના તાપથી તેમના મોઢાં ઘણા કાળા પડી જાયછે, તેથી તેમના માથાનો ઉઘાડો ચોટલો ખરાબ લાગેછે. વળી, એક બીજે ઠેકાણે એવો ચાલ છે કે, છોકરીઓ રૂપાના એક મોટા ઘરેણાથી તેમના ચોટલાના વાળ બાધી લેછે વળી, એક બીજા ભાગમા બૈરાં માથે ટોપી કે રૂમાલ રાખતા નથી, પણ તેને બદલે કાળા બુરખા નાખેછે. પહેલા કેટલાએક બૈરા તો સફેદ બુરખા ઓઢતા અને હાથમાં મોટા મોટા પંખા રાખતાં. રોમ શહેરની સ્ત્રીઓ એક સફેદ વસ્ત્રની ગડી વાળીને તે માથા ઉપર નાખીને ગરદન સુધી ઢાકેછે, તેથી તેમને સૂરજનો તડકો જણાતો નથી. મરદો ઘણી વાર લાલ અંગરખા ઓઢેછે, અને પહેરણ ઉપર પટો નાખેછે અને માથે ટોપી પહેરેછે તે એક બાજુએથી કાળી હોયછે અને બીજી બાજુએથી રાતી હોયછે તેઓ ઘણુકરીને ડગલા તો પહેરતાજ નથી, પણ ચીકનના ભરત ભરેલા ઘણા સુદર કમજા પહેરેછે. તેઓ બૂટ પહેરતા નથી, પણ પગે ચપળ પહેરેછે, અને મોજાંને ઠેકાણે ભૂરા સૂતરાઉ કપડાની લામી ચીપો તેઓ પોતાને પગે વીંટીને બાધી લેછે

ડુંગરની ટોચો ઉપર ભરવાડો રહેછે તેમનો દેખાવ જંગલી છે. તેઓ તેમના ઘેટા સાથે ઘણા એકલા રહેછે. તેઓ લાંબા, વળેલા વાળના ગુચ્છા રાખેછે; અને ભૂરા અથવા સફેદ ઉનના ડગલા અ-થવા ઝભ્ભા પહેરેછે; માથે અણીદાર, ભૂરી ટોપીઓ અને પગે ચં-પળ પહેરેછે. રાતે તેઓ તેમના ઝભ્ભા પોતાને ડીલે લપેટીને સૂઈ રહેછે તેમની રીતભાત તોફાની છે, પણ તેઓ જરા અને વિશ્વાસપાત્ર હોયછે તેઓ 'પોલેંટો'ની રાબડી પીને અને થોડુ પનીર ખાઈને પોતાનો નભાવ કરેછે.

સ્ત્રીઓ પોતાનાં છોકરાંને કપડાં પહેરાવેછે, તે પહેરાવવાની રીત બહુ ખરાબ છે. તેઓ તેમને લુગડાંની ગડીમાં વીંટી લેછે, અને તેમના કુમળા, નાના પગને સીધા કરી દેછે, તેથી બિચારાં નાનાં છોકરાં લાંબી લાકડી જેવાં થઈ જાયછે, અને તેમનાથી જમીન ઉપર હાથ પગ માંડીને ઘૂંટણીએ ચલાતું નથી, તેમજ સૂતાં સૂતાં તેમનાથી એવાં લુગડાંને લીધે પોતાના હાથ પગ લાંબા ટુંકા કરી શકાતા નથી. બેશક તેમના મનમાં એમ ધારેછે કે એવી રીતે કપડાં પહેરાવવાથી છોકરાં સીધાં દોર જેવાં અને મજબૂત થાય છે; પણ ખરેખરૂં જોતાં તો તેઓ નબળાં થઈ જાયછે, અને ઉલટાં વાંકાં વળી જાયછે, એમ કરવાથી ઘણાં બાળકો લંગડાં જોવામાં આવેછે.

શીતભાતઃ—ઈટાલિયન લોકો ઘરમાં સગડીઓ રાખતા નથી, પણ મટોડાની એક નાની ટોપલી જેવી સગડી ઘેરેઘેર હોયછે. તે લાકડાંની રાખથી ભરેલી હોયછે. એક જાતનું ઝાડ થાયછે, તેની રાખની ઘણી મીઠી વાસ આવેછે.

ઈટલીમાં લોકોને ફાંસીની સજા ભોગવવાનો જવલ્લેજ વખત આવેછે. વિક્ટર ઈમાન્યુઅલ નામનો રાજા એ દેશમાં હાલ થઈ ગયો. તેણે પોતાની બધી કારકીર્દીમાં એક પણ માણસને મોતની શિક્ષા કરી નથી.

આ રાજાની એક વાત હું તમને કહુંછું. તે તમને ગમે એવી છે. એક વેળા તે શિકાર કરવાને બહાર નીકળી ગયો હતો. તેવામાં તેણે નીચેની વાત એક ગૃહસ્થને કહી, અને તે ગૃહસ્થે તે નીચે મુજબ કહી સંભળાવીઃ—

રાજા વિક્ટર ઇમાન્યુઅલને સાદાં અને સાધારણ લુગડાં પહેરવાં ઘણાં ગમતાં. તે પોતાની સાથે એક ખિદમતગારને લઈને પોતાના મુલકમાં ભમે ફરતો. તે નોકરને તેણે હુકમ કરી રાખ્યો હતો કે, હું રાજા છું, એવી રીતે તારે મારી સાથે ન ચાલવું. એક દિવસ એમ બન્યું કે એ રાજા તથા તેનો નોકર જતા હશે, તેવામાં ભારે વા વાયોકું અને તોફાન થઈ આવ્યાં. એ દેશમાં મૂશળધાર વરસાદ વરસેછે, અને તે વખત જે માણસ જતો આવતો હોયછે,

તે ગચકાબોળ પલળી જાયછે; તેથી તે રાજા એક ખેડુતના ઘરમાં રાતની રાત પડી રહેવાને ખુશી હતો, અને તે માટે તેણે ઘરધણી પાસે રાતવાસો રહેવાની રજા માગી. તે ગામડીએ જવાબ દીધો કે, હું ઘણો દલગીર છું કે મારે તમને આ વરસતા વરસાદમાં ના કહેવી પડેછે; પણ મારાથી તમને ઉતારો અપાય તેમ નથી; કેમકે મારી વહુ માંદી છે અને તે ખાટલાવશ છે. એ વગર ઘરમાં બીજો ખાટલો નથી; પણ તોફાન સમ્યું નહીં, તેથી તેણે થોડી વાર રહીને કહ્યું કે, હું જેમ પડી રહુંછું, તેમ જો તમારે મારી સાથે પડી રહેવું હોય, તો ભલે રહો. રાંધણીઆમાં પરાળનો એક ઢગલો પડ્યો હતો. તે ઘાસ પાથરીને રાજા તે ઉપર આખી રાત ખુશીથી સૂઈ રહ્યો. તેને તે રાત્રે સારી ઉંઘ આવી કે નહીં, તે તો તે જાણે; પણ બીજે દિવસે સવારે તે ગામડીએ તેને કહ્યું કે, મારા નાના છોકરાને ખ્રિસ્તિ ધર્મનો જળસંસ્કાર કરવો છે; અને જંગલમાં આવી એકાંત જગામાં તેને ધર્મશાસ્ત્રની રીત પ્રમાણે ધર્મનો બાપ થનાર કોઈ મળી આવતું નથી; તેથી મારા બાળકના તમે કૃપા કરીને ધર્મ-પિતા થશો? રાજાએ ઉત્તર આપ્યો કે, હા, ઘણી ખુશીની સાથે, પછી પોતે તે બાળકનો ધર્મ-રૂઢી પ્રમાણે ધર્મનો બાપ થયો. જળ સંસ્કારની ક્રિયા પૂરી થયા પછી તે રાજાએ એ ક્રિયા કરાવનાર ગોરને કેટલુંક નાણું આપીને કહ્યું કે, આ છોકરાને ઉંચી કેળવણી આપવાને માટે હું તમને ભલામણ કરૂંછું. તે ઝુંપડામાંથી નીકળતા પહેલાં તેણે તે ગામડીઆ ખેડુતના હાથમાં કાગળનું સીલ કરેલું પાકીટ આપીને તેને કહ્યું કે, તમારો દીકરો સોળ વરસનો થાય, ત્યારે આ કવર એને સીલબંધ આપજો.

એટલું કહીને રાજા ગયો; અને એ ખેડુતના ઘરમાં કોણ મેમાન હતું, તે વાતની કોઇને પણ બિલકુલ ખબર પડી નહીં.

એમ કરતાં કરતાં વરસનાં વરસ વહી ગયાં અને છોકરો ઉ-છરી પાછરીને મોટો થયો. તે જ્યારે પૂરાં સોળ વરસનો થયો, ત્યારે પેલું બંધ કરેલું પાકીટ ઉઘાડવામાં આવ્યું, તો તેના બાપે શું જોયું !! તેના દીકરાને લશ્કરી ખાતામાં સનંદી અમલદારનો પ-રવાનો માંહેથી નીકળ્યો! તે જુવાન માણસ લશ્કરમાં દાખલ થયો

અને એવી રૂડી ચાનથી ચાલ્યો કે રાજાએ તેને પોતાની પાસે પોતાના અંગ-રક્ષક અમલદાર તરીકે હમેશા રાખવાને પસંદ કર્યો, અને તેને પોતાનો ખાસ હજૂરી કહીને તે બોલાવતો. આવા મોટા માન ભરતમાની તેને જગા મળી, તોપણ તે પોતાના ગરીબ ઘરથી કે ગરીબ માબાપથી કદી લજવાતો નહીં.

---

## રોમ.

રોમ શહેર ટાઈબર નદી ઉપર છે એ ઈટલી દેશની રાજધાનીનુ શહેર છે એક વેળા તો તે આખી દુનિયાનુ રાજનગર હતુ, કારણકે મોટી રૂમી સહેનશાહતનુ તે પાયતખ્ત હતું એ શહેરમા પોપ રહેછે. તે રોમન કાથોલિક સંપ્રદાયના બધા આચાર્યોનો વડો છે. એ ધર્મને રોમન કાથોલિક સંપ્રદાય શામાટે કહેછે, તે હવે તમારાથી સમજાશે. તેનુ કારણ એટલુ છે કે, વડો આચાર્ય પોપ રોમ નગરમા રહેછે આગળ તો એમ હતુ કે, પોપ એજ ઈટલીનો રાજા હતો, પણ હવે તો ઈટલીમા બીજો રાજા છે. તે રોમમા રહીને પોતાનું રાજ્ય ચલાવેછે. તોપણ પોપ તો હજુ રોમમાજ રહેછે. હવે તે ફક્ત વડો ધર્માચાર્ય છે હવે તે કંઈ રાજપદ ઉપર નથી.

રોમમા એક મોટુ દેવળ છે એ દેવળ આખી દુનિયાના બધા દેવળ કરતા મોટુ છે તેનુ નામ સંત પીતરનુ દેવળ. તેમા એ મહા પુરૂષની એક મોટી કાળી મૂર્તિ છે. ઘણા લોકો તેના પગને ચુંબન કરેછે. તેઓ પ્રથમ તેને પગે પડેછે. પછી પોતાના હોઠ વતી તે પૂતળાના પગને અડેછે. એટલા બધા લોકોએ ચુંબન કર્યું છે કે, તે પગના બધા આંગળા તદન ઘસાઈ ગયા છે.

રોમ ચમત્કારિક વસ્તુઓથી ભરપૂર છે. દેવળો, જૂના મકાનો, ભપકાદાર રાજમહેલો, પુરાતન કમાનો, ખૂબસુરત પૂતળા, અને સુંદર ચિત્રો ઠેકઠેકાણે નજરે પડેછે. એ બધી બાબતો તમને સાંભળતા જતા બહુ વાર લાગે, પણ પાદશાહી મહેલમા કેટલાએક મુસાફરોએ હાલમા જે નવિન વસ્તુઓ જોઈ છે, તેની વાત હું તમને કહુંછુ. આ બે ઘણા રૂપાળા પૂતળા છે. એક મૂર્તિ ઈટલી-

ની રાણીની બેનની છે, અને બીજી એક જુવાન બીની છે. તે બા-ઇના હાથમા એક પુસ્તક છે. તે જાણે વાચતી હોય, એમ દેખાય-છે; અને તેથી તેના મુખારવિંદ ઉપર આનંદ પ્રસરનો હોય, એમ જણાયછે. વળી, તે જાણે વિચાર કરતી હોય, એમ પણ આ ભાસ થાયછે.

## નેપલ્સ.

નેપલ્સ નગર રોમ કરતા વધારે સારસ છે એ શહેર દરિઆ કાંઠે છે તે કાઠાની જગા અર્ધચદ્રાકાર છે તે નેપલ્સના ઉપસાગર કહેવાયછે નેપલ્સ રગીલુ શહેર છે તેમા લોકોના થોકેથોક હમેશા ફરતાહરતા અને ઉતાવળથી વાતોના તડાકા મારતા માલમ પડેછે ગલીએ શેરીએ અને મ્હોલ્લે મ્હોલ્લે ગાડી તથા ગાડા માણસોથી ભરેલા જોવામા આવેછે કેટલાએક આગળ બેસેછે, કેટનાએક પાછળ બેસેછે અને કેટનાએક નીચેના ભાગમા પણ હોયછે ગરીબ લોકોને પણ ગાડીમા માળ ઉપર ચઢી બેસવાને ગમેછે. વળી, સા આપણા મુંબાઈની પેઠે માળવાળી ઑમ્નીબસ ઘોડા જોડીને દોડ તી હોયછે, તેમજ મુંબાઈમા લોઢાની સડક ઉપર જેમ ઘોડાની ટામ દોડેછે, તેમ નેપલ્સમા પણ ટ્રામ્ગે છે રોમ શહેરમા લોકો ગભીર અને થોડાબોલા લાગેછે, પણ નેપલ્સના પુરવાસીઓ તો ખુશમીજાસી અને ધાધણીઆ છે એ બેમાથી તમને કયુ શહેર ગમે વારૂ ?

**વિસૂવિયસ પર્વત** —આ પહાડ નેપલ્સની છેક નજીકમા છે એ ઘણો ભયકર પહાડ છે, કારણકે તેની ટોચ ઉપર એક બાગોલમાથી દેવતા બહાર નીકળેછે. એ ડુંગર ઉપર તમને ચઢવુ ગમે કે? લોકો ઉપર ચઢીને તે ટોચેથી પેલા છિદ્રમા વાકા વળીને જુએછે, અને કોઈ કોઈ વાર તો તેઓ તેમા ઉતરેછે તેમાથી 'લાવા' નામનો ઉનો ઉકળતો રસ ક્યારે બહાર ઉભરાઈ જશે, તે કોઇથી આગ થી કહી શકાતુ નથી, તેમજ તેમાથી લાનચોળ અગારાનો ક્યારે વરસાદ વરસશે, તે પણ કોઈનાથી ભવિષ્ય ભાખીને કહેવાતુ નથી ડુગરની ટોચ ઉપર ચઢતા આશરે બે કલાક લાગેછે, પણ

નીચે તો ફક્ત ૫। કલાકમાંજ ઉતરી જવાયછે. હાલમાં નીચેથી છેક શિખરના છિદ્ર સુધી આગગાડી બનાવવામા આવી છે. પોલાદનાં એ દોરડાં અને એંજીનથી ગાડીઓને ઉપર ખેંચીને ચઢાવવામા અને નીચે ઉતારવામા આવેછે.

નેપલ્સની પાસે એક ગુફા છે. તેની જમીનમાંથી ઝેરી હવા બહાર નીકળેછે. તેને કુતરાનું કોતર કહેછે. તે જોવાને ઘણા લોકો આવેછે એ ઠેકાણાની હવા કેવી ઝેરી છે, તે બતાવવાને કોઈ બિચારા કુતરાને ને જગાએ લાવીને તે હવાનો દમ તેની પાસે લેવડાવેછે. એક મિનિટ ન થાય, એટલામાં તો તે બેભાન થઇને પડેછે. પછી તેના ઉપર ટાટું પાણી રેડવામાં આવેછે, એટલે તેને પાછી શુદ્ધિ આવવા માંડેછે; પણ આ ખરાબ હવાનો દમ જો છ સાત વાર તેના લેવામાં આવે, તો તેનો પછી મૂએજ છૂટકો. બાપડા ગરીબ કુતરાને એવું દુઃખ થતું જોવાને તમને ગમે નહીં, એમ હું ધારૂછું.

અને નક્કી છે કે ત્યાં એક બીજી ગુફા છે, તે જોઇને તો તમે ગજી થયા વિના રહોજ નહીં. એ આસ્માની ગુફા કહેવાયછે; કેમકે તેમા દરિયાનુ ઘણા ભૂરા રગનું પાણી ભરેલું છે. જો તમારે એ આસ્માની ગુફા જોવા જવી હોય તો એક નાની હોડીમાં બેસીને તે ગુફાના છેડા સુધી તમારાથી જવાશે. તમારી મરજી હોય તો તમારી સાથે એક છોકરો હોડીમાં બેસીને આવેછે અને તે પછી હોડીમાંથી ફૂદકો મારીને તે આસ્માની ભોંયરામાં તરવા મંડી જાયછે. એ છોકરો પણ પાણીના જેવોજ આસ્માની દેખાયછે. એ દેખાવ બહુ મઝેનો લાગેછે; અને આ ઠેકાણે એ રમત તમે મજાથી જોઈ શકો, એમ છે, કારણકે પેલી ગુફામા જેમ ખરાબ હવાથી કુતરાને હરકત થઈ, તેમ અહીં આ છોકરાને કંઈ પણ હરકત આવતી નથી.

— ❧ —

## વેનિસ.

આખી દુનિયામા આ એક ઘણુંજ નવાઈ જેવુ શહેર છે જાણે તેને દરિયામા બાન્ધ્યુ હોય, તેમ તે દેખાયછે દરિયામા રેતીના નાના નાના બેટો પડી ગયા હતા, તે ઉપર મકાનો બાંધવામા આવ્યા છે ઘરની સામસામી ઓળો વચ્ચે ફર્શબંધીવાળા સાંકડા રસ્તા છે, અને એક મ્હોલ્લામાથી બીજા મ્હોલ્લામા જવાને ઘણા પૂલો બાંધેલા છે પણ જેમ પાણીમા થઇને મ્હોલ્લે મ્હોલ્લે જવાની રસુજ પડેછે, તેમ આ પૂલો ઉપરથી જતા પડતી નથી મ્હોલ્લાઓ દરિયાના પાણીથી ભરપૂર હોયછે તેમા હોડીઓ હમેશા ફરતીજ રહેછે તેને 'ગૅાડોલા' કહેછે. ગાડીઓ હાંકવાથી જે ગડગડાટ થાયછે અને ધૂળ ઉડેછે, તેમ આ હોડીઓના જવા આવવાથી કશુ થતું નથી વેનિસ ઘણુંજ શાંત શહેર લાગેછે

એ શહેરમા કૂતરા કરતા કોઈ મોટું જનાવર નથી વેનિસમા ઘોડાનો બિલકુલ ખપ પડતો નથી

સૅંટ માર્કના મોટા દેવળના દરવાજા ઉપર પંચધાતુના કેટલાએક મોટા ઘોડાની જાણવાજોગ મૂર્તિઓ છે સૅંટ માર્કની દીવાલો ચિત્રોથી ભરપૂર છે તે ચિત્રો પથરાના નાના નાના કટકા તથા સોનેરી રંગના કાચના બનાવેલા છે

ત્યારે લોકોને પીવાના પાણીની આપદા પડતી હશે, કેમકે દરિયાનુ પાણી તો ખારૂ ઉસ જેવુ હોયછે તેઓ વરસાદનુ પાણી ભરી રાખેછે બીજુ કંઈ મીઠું પાણી મળે નહીં જો જરૂર પડે તો હોડીઓ મોકલીને મીઠું પાણી મંગાવવામા આવેછે

— ❧ —

## ફ્લૉરેન્સ

ચોખ્ખૂટ પૃથ્વીમા ફ્લૉરેન્સ જેવુ કોઈ ફક્કડ શહેર નથી એ સુંદર શહેર આર્નો નદીના કાંઠા ઉપર છે તે ઉપર ઠેકાણે ઠેકાણે મજેના પૂલ બાંધેલા છે તેના મંડવામા ઘણીજ સરસ તરકીબો છે તેના દેવાલય ઉપર જે ઘૂમટ છે, તેવો મોટો આખી દુનિયામા કોઈ ઠેકાણે નથી

વળી ફ્લૉરેન્સ નગરમા કેટલાએક મહાન પુરૂષોના જન્મ

થયો છે, અને કેટલાએક લોજ ઉછરીને મોટા થયા છે. તેને માટે તે વિશેષ પ્રખ્યાત છે. પેલો રબારીનો છોકરો જોટો નાનપણથીજ પોતાના બાપનાં ઘેટાંમાંથી એક ઘેટાનું ચિત્ર પથ્થર ઉપર કાઢતો હતો, તેવામાં તેને મહાન ચીતારા ચીમાબૂઆએ દીઠો. એ જોટોનો જન્મ* એ શહેરમાં થયો હતો.

ચીમાબૂઆ છાનોમાનો ઉભો રહીને જોટોનું ચિત્ર જોવા લાગ્યો. પછી તેણે જોટોને કહ્યું કે ફ્લોરેન્સમાં તું મારે ઘેર આવીને રહે. એ વાતની જોટોએ તરતજ હા કહી અને કહ્યું—કે, મારા બાપ મને આવવા દેશે, તો હું ખુશીથી આવીશ. તેણે ત્યાં જઇને એવો તો સરસ અભ્યાસ કર્યો કે થોડા વખતમાં એની પાસે શીખવાને વિદ્યાર્થીઓ ભેગા થવા લાગ્યા. તેની પાસે જે નાણું એકઠું થતું, તે એક કોથળીમાં મૂકીને તેને ઓરડામાં ટાંગી રાખતો અને પોતાના વિદ્યાર્થીઓને તેમાંથી મરજીમાં આવે તેમ લઈ જવા દેતો. તેનું મન ચિત્રકળામાં એટલું બધું તો લીન થઈ ગયું હતું કે તે પૈસાની દરકાર રાખતો નહીં. જોટોએ એક સુંદર ઘંટવાળો મીનારો બંધાવ્યો છે, તે આજ પણ ફ્લોરેન્સમાં છે.

વળી પેલા મહાન મિકલ આંજેલોનો જન્મ પણ એ શહેરમાંજ થયો હતો. એ જ્યારે માત્ર પંદર વરસનો હતો, તેવામાં એક માથાવિનાના ધડનું જૂનું ભાગેલું પૂતળું તેના જોવામાં આવ્યું. એ ગુમ થએલા માથાની જગાએ તેણે બીજું માથું બનાવવાની ગમત કરવા માંડી. તમારા મનમાં તો કદી એમ આવશે કે, એ કામ સહેલું હશે; પણ એના અજાણ જેવા પૂતળાને માટે માથુ બનાવવું એ સહેલું કામ નહોતું. એ ધડ એક કલ્પિત પ્રાણિનું હતું. તેને બકરાનું પૂછડું અને અણીદાર કાન હતા. એવાં જાનવરને માટે આંજલોએ એવું તો બંધબેસતું સરસ માથું બનાવ્યું કે તે જોઇને દરેક જણ અચરજ પામ્યું. તેણે પછી રોમમા સેંટ પીટરનું રોનકદાર દેવલ બાંધ્યું.

વળી રફાએલ નામનો નામીચો ચીતારો પણ આ શહેરમાજ જન્મ્યો હતો. તેણે કેટલાએક મોટાં દિવ્ય ચિત્રો ઉતારેલાં છે.

---

* ઈ. સ ૧૩૦૨.

વળી એક બીજા નામાંકિત માણસનો પણ ત્યાં જન્મ થયો હતો. એ ઠેકાણે દાંટી નામે એક મોટો કવિ થઈ ગયો તેણે સ્વર્ગ અને નરક વિષે એક ચમત્કારિક કાવ્ય બનાવ્યું છે.

વળી ગાલિલીઓ નામે એક ખગોળ-શાસ્ત્રી ત્યાં પેદા થયો. તેણે લોકોને સમજાવવા માંડયું કે, આપણી પૃથ્વી સૂર્યની આસપાસ ફરેછે તેઓએ એની વાત માની નહીં, અને એવું કહેવા માટે એને કેટલાએક વરસ સુધી તેઓએ કેદમાં નાખ્યો. તુરંગમાંથી બહાર નીકળીને તેણે ઘણી નવાઈ સરખી ચીજોનો શોધ કર્યો તેણે પોતાને માટે દૂરબીન નામનું યંત્ર પોતાને હાથે બનાવ્યું તેમાંથી તે તારાઓની સામા ધારી ધારીને જોતો. તેણે રોજ રાત્રે તારાઓનું અવલોકન કરીકરીને પોતાની આંખો બગાડીને તે તદ્દન આંધળો થયો.

તમે જો ફ્લૉરેન્સ શહેરમાં જાઓ, તો જે મીનારા ઉપરથી ગાલિલીઓ તારાને ધારીને જોતો, તે મીનારો આજ પણ તમારા જોવામાં આવશે, તેમજ જે ઘરમાં તે રહેતો, તે ઘર પણ આજ તમારા દેખવામાં આવશે. ત્યાં પેલો અંગરેજ કવિ મિલ્ટન પોતે આંધળો થતા પહેલાં ગાલિલીઓની મુલાકાતે ગયો હતો



## મિલાન

મિલાન ઘણું સરસ શહેર છે તેમાં સફેદ આરસપહાણનું એક સુંદર દેવાલય છે. લોકો એ દેવળની ટોચે ઘણી વાર ચઢેછે. ત્યાંથી બીજા ઘણી દેવળો દેખાયછે

ઇટલીની પેદાશ —પર્વતો સ્વચ્છ સફેદ આરસપહાણથી ભરેલા છે. કારારા કરીને એક જગા છે તે આરસની ખાણોને માટે પ્રખ્યાત છે. ત્યાંના આરસ કારારા-આરસ કહેવાયછે એ ઠેકાણે મજૂરો ખોદી ખોદીને પથ્થર કાઢતા નથી, પણ આરસમાં એક ઊંડું કાણું કરેછે તેમાં પછી દારૂ ભરેછે તેને સળગાવવા પહેલા તેઓ ત્યાંથી આઘા નાસી જાયછે, કારણકે જંજક મૂકતાંજ વારમાં મોટા ધડાકાની સાથે તેમાંથી દારૂ ઉડેછે અને આરસને ફાડીને તેના

મોટા મોટા કટકા કરી નાખેછે. આવી રીતે દારૂથી પથ્થર કાઢવાને પથ્થરની સુરંગ ફોડવી, એમ કહેછે.

કોઈ કોઈ વાર બેગં પોતાને માથે પથરાના ગચ્છ મૂકીને પર્વતની સીધી ધાર ઉપરથી નીચે લઈ આવેછે. તેમને એકેક ફેરાના પૂરા પણ પૈસા પણ મળતા નથી. તેઓ નીચે સરખી ભોંય ઉપર આવી પહોચે, એટલે ત્યાં પેલા પથરાને તેઓ મૂકેછે. ત્યાંથી પછી દૂધ જેવા ધોળા બળદે જોડેલાં ગાડાંમાં ભરીને તેને લઈ જવામા આવેછે.

આ ધોળો આરસ મૂર્તિઓ અને પૂતળા બનાવવાના કામમાં આવેછે તે સિવાય બીજા લાલ અને કાળા રંગના પણ આરસ થાયછે. વળી, લીલા રંગનો, સાપની પીઠની પેઠે ચળકતો પથ્થર ત્યા નીપજેછે; અને ચળકતા આસમાની રંગના તથા બીજા ચકચકિત રંગના ઘણા પથ્થર ત્યા થાયછે.

ફ્લૉરેન્સમા રંગીત પથરા અને આરસપહાણનાં સુંદર ફૂલો બનાવવામા આવેછે. તેઓ ખરેખાતના ફૂલ જેવા ચકચકિત દેખાયછે તેઓ કદી કરમાતા નથી।

રોમ શહેરમાં પથ્થર કે કાચના નાના નાના હજારો કટકા જોડીને મૂર્તિઓ બનાવવામા આવેછે. તે જોઇને તમે છક થઈ જાઓ, એવી તે બનેછે.

ઇટલી દેશમા રેશમ થાયછે, કારણકે રેશમના કીડાને ખાવાનાં શેતુરના ઝાડ ત્યા નીપજેછે. વળી, એ દેશમા કેટલાએક પ્રખ્યાત રેશમના કારખાના છે.

જે લોકોને ઉત્તરના દેશમા જમીન હોયછે, તેઓ રેશમના કીડાના ઇંડા જાપાન દેશથી મંગાવેછે અને પોતાના ખેડુતોને આપેછે એ ઇંડામાથી જેવા બચ્ચા નીકળે કે તેમને શેતુરના પાંદડા ખવરાવીને તેઓ સંભાળથી ઉછેરેછે. આપણા નાના બાળકોને જેમ વારે ઘડીએ ધવરાવવું અને ખવરાવવુ પડેછે, તેમ આ જીવડાને પણ ઘણી વાર ખવરાવવુ પડેછે. રાત ને દિવસ બબ્બે કલાકે નવા પાંદડાં નાખવાજ જોઇએ એમ ખાઈખાઇને એ જીવડા જાડા થાયછે. તેઓ પોતાના ડીલમાથી તાતણા કાઢીને મોટા મોટા કોશેટા તૈયાર

કરેછે. કેટલાએક કોશેટા પીળા હોયછે, કેટલાએક લીલા હોયછે અને કેટલાએક પીળા હોયછે. પછી એ બધા કોશેટાના બે ભાગ પાડવામાં આવેછે. તેમાંનો એક ભાગ જેમણે ઇંડાં પૈસા ખર્ચીને મંગાવ્યાં હોય, તેમને મળેછે અને બીજો ભાગ જેમણે મહેનત લઇને એ કીડાને ઉછેર્યાં હોય, તેમને મળેછે. જીવડાને જીવતા બહાર નીકળવા દેવાને થોડાએક કોશેટાને રહેવા દેછે; પણ બીજા બધા કોશેટાનાં મોટા મોટા કોથળા ભરીને ઉના ખદખદતા પાણીની લાકડાની સાણસી પાસે લઈ જાયછે, તેમાં તેમને નાખેછે, અને રેશમને તેમાંથી કાઢીને સંચાવતી વીંટાળી લેવામાં આવેછે.

ઇટલીમાં ઉનની ટોપીઓ થાયછે, અને તે તુર્કસ્તાન ખાતે મોકલવામાં આવેછે.

ઉત્તમ પ્રકારનું પનીર અને સ્ત્રીઓને પહેરવાની સુંદર ટોપીઓ, પરાળના પખા અને ટોપલીઓ ઇટલીમાં થાયછે.

વળી ઇટલી તેનાં પૂતળાં અને ચિત્રોને માટે જગતજાણીતું છે.

ઇટલી દેશ આગળ હતો, તે કરતાં હાલ વધારે સુખી છે. પહેલા તો એ દેશના નાના નાના કટકા પાડેલા હતા, અને દરેક કટકા ઉપર નાના નાના ઠાકોર અને તાલુકદારો અમલ ચલાવતા હતા. હવે આખા ઇટલીમાં એકજ રાજા છે તેનું નામ હૂમ્બર્ટ છે. તેને એક રાણી છે. તેને જોઇને આપણે મોહ પામીએ, એવી તે છે. તેના ઉપર આખા દેશની ઘણી પ્રીતિ છે તે રાજાનો એક નવ વરસનો દીકરો હતો. તેની જોડે એક નાની છોકરી રમતી હતી. તેની સાથે તે વઢ્યો અને તેણે તે છોકરીને કહ્યું કે, જો હું રાજા હોત, તો તારૂં મથું કાપી નાખત. આ વાત રાજાએ જાણી, એટલે તેણે પોતાના કુંવરને શિક્ષા કરીને તેને એક ઓરડીમા આઠ દિવસ સુધી એકલો ઘાલી મૂક્યો.

—⊰⊱—

# સ્વિટ્ઝર્લાંડ.

એ દેશ બહુ નાનો છે; સ્કૉટ્લાંડથી અર્ધોઅર્ધ છે; પણ તે સ્કૉટ્લાંડના જેવોજ પહાડી છે. તમારા નકશામા જુઓ, એ છેક અન્દરના ભાગમા આવ્યો છે. એની દક્ષિણે ઇટલી છે. પશ્ચિમે ફ્રાન્સ અને ઉત્તરે જર્મની છે.

આખા યુરૂપમા સ્વિટ્ઝર્લાંડ જેવો રૂપાળો દેશ બીજો કોઈ નથી. એમા ઊંચા ઊંચા પર્વત આવેલા છે. તેમની ટોચો ઉપર સદા કાળ બરફ જામેલો રહેછે, તેથી તે ધોળા દેખાયછે. વળી એ દેશમા ઘણા સરોવર છે, તે મોટા છે અને ઘણા ખૂબસુરત દેખાયછે તે એ પહાડોમા આવ્યા છે. તેમના આસ્માની પાણી રત્નની પેઠે ચળકયા કરેછે સ્વિસ ડુંગરામાથી સરસ નદીઓ પેદા થાયછે તે બીજા દેશોમા થઇને દરિયાને મળેછે. સ્વિટ્ઝર્લાંડમા ઘણા શહેરો છે; તે ઘણા અજાએબ જેવા અને જોવા લાયક છે. એ દેશ એવો સુંદર છે કે દેશ પરદેશથી મુસાફરો તે જોવાને આવેછે. આ મોજશોખને માટે અને સહેલ કરવાને માટે એટલા બધા લોકો જાયછે કે તેથી એ દેશનુ નામ યૂરપની રગભૂમિ પડી ગયુ છે; તેમા વળી બીજા બધા લોકો કરતા અંગ્રેજ લોકો વધારે જાયછે

પણ તમને ઊંચા, સીધા ડુંગરા ઉપર ચઢતા જો બીક લાગતી હોય અને ખડકની કોર ઉપર થઇને ચાલતા તમે ડર ખાતા હો, તો તમારે આ જવુજ નહીં, કેમકે આ એવા રસ્તા ઘણા આવેછે. કોઈ વાર તો ખડકને કોરી કાઢીને તેની માહેથી રસ્તો કરેલો જણાયછે. તેમા થઇને બહાર નીકળીએ, એટલે એકદમ સાંકડી પગથી આવી જાયછે. આ જો એક પગ ચૂકો તો નીચે ગબડીને મૂએજ છૂટકો! એવે ઠેકાણે મુસાફરો ખબરદાર ભોમિયાને સાથે રાખેછે. તેઓ બહુ કેળવેલ પગના ખચ્ચર ઉપર ચઢીને ફરેછે. ઘણા વરસ ઉપર મુસાફરો આ ડુગરા ઓળંગવા જતા, ત્યારે તેઓ ઘણી વાર બરફમા ગુમ થઈ જતા, તેથી કેટલાએક દયાળુ માણસોએ એમાના એક ડુગરની છેક ટોચ ઉપર એક મકાન બં-

ધાવ્યું. એ પહાડને સેંટ-બર્નર્ડનો ડુંગર કહેછે. તેઓ મોટા મોટા કૂતરાઓને પાળેછે; અને જ્યારે તોફાન થાય, ત્યારે તે શગી ગયા પછી એ મઠના સાધુઓ એ કૂતરાઓને સાથે લઇને જે મુસાફરો બરફમાં ડટાઈ ગયા હોય, તેમને ખોળવાને નીકળી પડેછે. તમે સ્કૉટ્લાંડના વર્ણનમાં પૃષ્ટ ૩૫-૩૬ મે વાંચી ગયા છો કે બરફમાં ટંકાએલી ચીજો શોધી કાઢવામાં કૂતરા ઘણા કુશળ હોયછે; તેમાં સેંટ-બર્નર્ડના કૂતરાઓ તો જગત જાણીતા છે. તેમણે ઘણા માણસોના જીવ બચાવ્યા છે. કૂતરાઓ જેમને બરફમાંથી ખોદી કાઢે, તેમને શુદ્ધિમાં લાવવાને પેલા સંતપુરૂષો પોતાની સાથે કાંઈ ખાવાનું અને દારૂ રાખેછે. એ રીતે ઘણાંના જીવ ઉગર્યા છે. આ બધા સ્વિસ પહાડોને આલ્પ્સ પર્વત કહેછે; અને તેઓ આખા યૂરપમાં સૌથી ઉંચા ડુંગર છે.

પણ આ ઊંચા પર્વતોની વચ્ચે નીચાણમાં સુંદર, વહાલી લાગે એવી ખિણો છે. તેમાં ઠામઠામ મઝેનાં નાનાં નાનાં ઘર બાંધેલાં છે. દરેક ઘરને બે માળ તો ખરાજ. ઘણાંક ઘરને તેથી વધારે માળ પણ હોયછે; કારણકે ત્યાં ભોંયતળીએ કોઈ રહેતું નથી. તેમાં તો ફક્ત ગાયો અને ઘેટાં બંધાયછે. મેડી ઉપર જવાને બહારથી લાકડાનો દાદર મૂકેલો હોયછે. તે ચઢીને ઉપર જઇએ, એટલે લાકડાનો એક પહોળો ઝરૂખો આવેછે. એ રવેશ આખા માળને ફરતો ચોમેર જડેલો હોયછે. એ ભેઠામાં ઘરનાં માણસો રહેછે. ઘરના ઉપર એક ઘણુંજ સીધું લાકડાનું છાપરૂં નાખવામાં આવેછે. તે છાપરૂં પણ ચોગરદમ રવેશની પેઠે ફરતું જડેલું હોયછે. આપણે ચોમાસામાં છત્રી માથે ઓઢીએછીએ, તેના જેવું એ છાપરૂં ઘરના ઉપર છત્રીની પેઠે બધેથી બહાર નીકળતું હોયછે; તેથી ભીંતોને ભેજ લાગતો નથી. એ છાપરાને ભારે અને તોલદાર કરવાને માથે મોટા મોટા પથરા મૂકવામાં આવેછે. એમ કરવાથી શિયાળામાં ગમે તેવાં ભારે તોફાન અને વાવાઝોડાં થાય, તોપણ છાપરાં ઉડી જવા પામતાં નથી. ઘણાં ઘરને બારણે તો એક એક પાટીઉં જડેલું જોવામાં આવેછે. તેના ઉપર ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રનાં વચન કોતરેલાં હોયછે. એ બધાં ઘર ચકચકિત રંગથી રંગેલાં હોયછે; તેમાં

ઘણુંકરીને લીલો રંગ વધારે જોવામા આવેછે કોઈ કોઈ વેળા તો એ ઘર ઉપર દ્રાક્ષના સુંદર વેલા ચઢાવી દીધેલા હોયછે, તેથી તે ઘર બહુ શોભાયમાન લાગેછે. ઘેરેઘેર શાક ભાજીની તથા ફળફૂલની વાડીઓ તો વાવેલી હોયજ.

તમે જો એકાદ એવા ઘરમા પેસો તો એક માણસ કામ કરતો તમારી નજરે પડશે. તે કદાચ્ લૂગડા વણવાનુ કામ કરતો હોયછે. તે પોતાના ઘરમા એક શાળ રાખેછે. તે ઉપર તે રેશમ વણેછે. તેની વહુને પણ તેની પેઠે વણતા આવડેછે, અને છોકરાઓ રેશમ વીંટવામા તેમને મદદ કરેછે પણ એ શાળથી પોતાની શાળ પાસે દરરોજ બેસીને કામ કરતો નથી. જો હવા સાફ સૂકી, ભીનાશ વિનાની હોય, તો તે પોતાની વાડીમા મજૂરી કરવાને જાયછે. તે જમીનને ખોદીને તેમા બીજ વાવેછે. વળી તેને ઘેર ગાયો, ઘેટાં અને બકરા હોયછે, તેને ચરાવવાને તે લઈ જાયછે. એ પહાડી મુલકમા વરસાદ ઘણી વાર પડછે અને જ્યારે વરસાદ પડેછે, ત્યારે તે ઘરમા વણવાનુ કામ લઈ બેસેછે. આ રીત સારી છે, કેમકે એવી રીતે ઘરમા ને બહાર કામ કરવાથી તે વણકર શરીરે તનદુરસ્ત રહેછે. તેની વાડીમાથી તેને પુષ્કળ શાક ભાજી મળેછે, ગાયો દૂધ દેછે; તેનુ માખણ અને પનીર તે પોતાના ઘરમા ખાવાને માટે બનાવેછે, અને કપડા વણીને તે વેચેછે. તેના પૈસા આવે, તેના રોટલા અને ઘઉં, ખાંડ અને થોડું માસ તે લેછે. તેમને આ સાદા ખોરાક કરતા બીજુ કંઈ વધારે જોઈતુ નથી. તેના બગીચામા મેવો થાયછે, તેનો તે પીવાને માટે દારૂ બનાવેછે; તેને સાઈડર કહેછે. તેની વહુ બારણે બેઠી બેઠી શણનુ કાપડ વણેછે. તેના પહેરવાના લુગડા થાયછે આ લોકો ઉદ્યોગી છે અને સુખચેનમા દિવસ ગુજારેછે સ્વિટ્‌ઝર્લાંડમા બહુ પૈસાદાર લોક ઝાઝા નથી; પણ એકલા પૈસાથીજ માણસને સુખ મળતુ નથી. એ દેશમા કેટલેક ઠેકાણે છોકરાઓ એવા તો હોશિયાર અને મહેનતુ છે કે તેઓ રમકડા બનાવી બનાવીને વેચેછે! ઉપર અમે તેમના સુંદર નાના ઘરની વાત લખી છે તેવા એકાદ ઘરમા તમે જાઓ તો કેટલાએ છોકરા અને છોકરીઓ કુંડાળુ વળીને બેઠેલા અને

બધાં મહેનતમાં ગૂંથાએલાં તમારા જોવામાં આવશે. એક છોકરો લાકડું કાપી કાપીને કોઈ જનાવરનો ઘાટ બનાવતો હોયછે; અને તેવાં પશુ, પખી તેણે કાપી કાપીને તૈયાર કરી રાખ્યાં હોય, તેના ઉપર તેની બેન હોય છે તે રંગ ચઢાવેછે. લાકડાનો પોપટ હોય, તેને તે લીલો રંગ દેછે, ખીસકોલીને ધોળો રંગ દઇને તે ઉપર કાળા ભૂરા પટા પાડેછે અને વાઘને શોભાયમાન ચટાપટાદાર બનાવી દેછે. વળી, કોઈ બીજું છોકરૂં લીલા રંગના કાગળમાંથી ઝંડ કાતરી કાઢેછે, અને કોઈ ત્રીજું ઇંડાના ખોખાની નાની પેટી તૈયાર કરેછે. આ છોકરાં બહુ સુખમાં રહેછે. તેઓ પોતાનો રોટલો પેદા કરેછે અને પોતાનાં માબાપને પણ મદદ કરેછે; પણ એ દેશમાં બીજે કેટલેક ઠેકાણે છોકરાંઓની કોઈ જોઇએ તેવી બરાબર સંભાળ લેતું નથી તેઓ નાનપણથીજ ભીખ માગવાનો ભૂંડો ધંધો કરવા માંડેછે તેઓ રસ્તામાં જતા આવતા મુસાફરોની પાછળ દોડેછે, અને સીધા ઊંચા ડુંગરી રસ્તા ઉપર મુસાફરો ચઢવા જાયછે, તે વખત તેમની પાસે જઇને તેઓ ભીખ માગેછે. એ નાનાં છોકરાં ગંદ હોયછે. તેઓ પોતાનું મ્હોં કે હાથ ધોતાં નથી કે માથાના વાળ ઓળતાં નથી. જેમને મહેનત કરવાની આવ છે અને કામ કરવાની શક્તિ છે, તેમણે તો ભીખ માગતાં લાજવું જોઇએ!

સ્વિટ્ઝર્લૅંડમાં ઘણી સારી નિશાળો છે. ઘણી નિશાળોમાં તે વાંચતાં લખતાં શીખવવા ઉપરાંત દરેક છોકરાને કંઈ ધંધો શીખવવામાં આવેછે. સૂતારનું કામ કે ચોપડીઓ બાંધવાનું કામ કે લુહારનું કામ કે બીજો જે ધંધો તેને શીખવો હોય, તે શીખવવામાં આવેછે. જિનીવા શહેર ગજવામાં રાખવાની ઘડિયાળોની બનાવટને માટે બધે જાણીતું છે. ત્યાં જે છોકરાઓને ઘડિયાળ બનાવતાં શીખવુ હોય, તેમને ખાસ એજ હુનર શીખવવાને માટે એક નિશાળ ઉઘાડેલી છે.

કારખાનાંઃ—સ્વિસ લોકો નાનાં ઘડિયાળ બનાવવાને માટે પ્રખ્યાત છે. એક જિનીવા શહેરમાંજ દર વર્ષે એક લાખ ઘડિયાળો બનેછે. વળી, એ લોકો લાકડાની સાધવી જાતની પેટીઓ બનાવેછે,

તે તમે આપણા દેશમા ઘણીએ વાર દીઠી હશે આ દેશમા સઘળી જાતના કારખાના છે રેશમના મખમલના, કાપડના, ચીતના વ-ગેરે અનેક કારખાના છે સ્વિસ લોકો એક કામ કરવામા બહુ કુશળ છે તેઓ લાકડામા ખૂબસુરત કોતરણી કરી જાણેછે જૂદી જૂદી તરેહની પેટીઓ, ઉમદાકોતરા ટોપલીઓ, હાથમા રાખવાની લાકડીઓ આયનાના ચોકઠા, તસ્બીરો રાખવાના ચોકઠા, અને એવા તમામ લાકડ કામમા તેઓ ખૂબસુરત અને નાજુક કોતરણી કરેછે આપણા પોતાના ગુજરાત પ્રાંતમા જેવુ કોતર કામ થાયછે તેના જેવુજ લગભગ અહીં થાયછે. ફેર માત્ર એટલોજ કે સ્વિસ લોકોનું કામ વધારે નાજુક અને વધારે ઝીણુ હોયછે વળી, તેઓ લાકડામા આકૃતિઓ કોતરેછે એ દેશમા ગામડીઆ લોકોનો જેવો પહેરવેશ હોયછે, તેવાજ પહેરવેશમા તેઓ ગામડીઆઓને કોતરી કાઢેછે વળી, ગામડાના જંગલોમા સાબર જેવુ શામ્વો નામનુ જ-નાવર થાયછે, તેનો ઘાટ પણ કોતરણીમા તેઓ ઉઠાડેછે રીંછ એ બર્ન શહેરનું લક્ષણચિન્હ એટલે ઓળખવાનુ એંધાણ છે, તેને, ત-રેહ તરેહના પક્ષીઓને, ફુલઝાડ અને સઘળી જાતની ચીજોને તેઓ કોતરણીમા ખડી કરી દેછે એ કામ બહુ સરસ દેખાયછે પુસ્તકો રાખવાના કબાટ, હરમાગીઓ અને મોગ વાગના ઘડિયાળોની શોભામા વધારો કરવાને આ કોતરણી-કામની જણસો ઘરેણાની પેઠે લા ગોઠવવામા આવેછે વળી એ ચીજો પરદેશ ખાતે પણ બહુ જાયછે

પણ સ્વિટઝર્લાંડમા આગળ એક વાત બહુ સાધારણ હતી, તેથી આપણું મન તો ઉદાસ થઈ જાય એમ હતું જવા આવવાના રસ્તા ઉપર ગરીબ છોકરા મેહાર્જ હોય એમ હરવખત તમારા જો-વામા આવ્યા વિના રહેજ નહીં તેમણે પોતાના માથા નીચે ઘાલી દીધા હોય, તેમના ડોળા ભમતા હોય અને તેમના મ્હોં ઉઘાડા વગાસે લા હોય આ બિચારા છોકરા જન્મથીજ એવા ગાડા જેવા અવ-તરેલા. તેમના માબાપનુ તો તેમના ઉપર હેત ખરૂંજ, તેઓ તો પોતાના બીજા ડાહ્યા છોકરા કરતા આવા વાકૂબ છોકરાની બહુ ભાવે કરીને સંભાળ લેતા, પણ તેમનામા કદી સમજણુજ મળે

નહીં. તેમને ગમે તે શીખવો, પણ તે શીખેજ નહીં. છેવટે એક ભલા વૈદ્યને તેમના ઉપર દયા આવી. એવાં ઘેલાં છોકરાંને રાખવાને માટે ડુંગરની એક બાજુ ઉપર તેણે એક મોટું મકાન બંધાવ્યું. તે ભેજ વિનાનું, તદન સૂકું, અને ઊંચાણું હતું; અને એ ઘર તેણે એવાં ઘેલાં છોકરાંથી ભર્યું. તેમને કાંઈ કાંઈ પણ શીખવવું, પોતાનું ચાલે તેટલા ઉપાય કરીને તેમને સારૂં કરવું અને એ ઘેલછાના રોગને અટકાવવો, એવા વિચારથી તેણે તેનાથી બને તેટલી મહેનત કરી અને હવે આગળ જેવી તેમની માઠી દશા નથી.

**રાજ્યઃ**—સ્વિટ્ઝર્લાંડમાં કોઈ રાજા નથી. સૌ પરગણાં ભેળાં મળીને રાજ્ય ચલાવેછે. એ દેશના બાવીશ ભાગ કરવામાં આવ્યા છે. તેને પરગણાં અથવા મહાલ કહેછે. ઘણા માણસો ભેગા થઇને કાયદા ચલાવેછે. કેટલાએક માણસો એક પરગણા ઉપર અને બીજા કેટલાએક બીજા પરગણા ઉપર રાજ્ય કારભાર ચલાવેછે. ઘણાં વરસ ઉપર ઑસ્ટ્રિયન લોકોએ સ્વિટ્ઝર્લાંડ દેશ છતી લેવાને મહેનત કરી હતી. તેમના એક મોટા લશ્કરે એ દેશ ઉપર હુમલો કર્યો. આ વાત એટલી બધી જૂની છે કે, તે વેળા લોકોને તોપ કે બંદૂકની કંઈ ખબર નહોતી. તેઓ તરવારથી, ભાલાથી અથવા તીરકામઠાંથી લડતા. સેમ્પાચ નામના ગામ આગળ પાંચશે વરસ*ઉપર ઑસ્ટ્રિયન લોકોના મોટા લશ્કરની સાથે સ્વિટ્ઝર્લાંડના નાના લશ્કરે બાથ ભીડી. સ્વિસ લોકો હારીને પાછા હઠવાની તૈયારીમાં હતા, એટલામાં એક બહાદુર સ્વિસ ગૃહસ્થ પોતાના લશ્કરની ટોળીમાંથી બહાર ધસી આવ્યો, અને સામા દુશ્મનની પલટણના જેટલા ભાલા તેના હાથમાં આવ્યા, તેટલા તેણે ખૂબ જોરથી પોતાના બે હાથમાં પકડી રાખ્યા! થોડી મિનિટમાં એ મહાત્માને તો શત્રુઓએ મારી નાખ્યો; પણ આવી બહાદુરી કરીને તેણે સામાવાળાઓના લશ્કરમાં એવો તો માગ કરી દીધો કે તેથી સ્વિસ લોકો જગા મળવાથી દુશ્મનના લશ્કરમાં ધસ્યા. એમ થવાથી હારની બાજી પાછી જીત ઉપર આવી અને તેમણે, તેમના વેરીઓ ઉપર મોટી ફતેહ મેળવી, અને પોતાનો દેશ દુશ્મનના હાથમાંથી જતો

* ઈ. સ. ૧૩૮૬.

બચાવ્યો. સ્વિટ્ઝર્લાંડના જે શૂરા ધીરવીરે પોતાના દેશને માટે પોતાનો વહાલો જીવ આપ્યો, તેનુ નામ આજ પણ સ્વિસ લોકોને વહાલુ છે. એ ગૃહસ્થનુ નામ આર્નલ્ડ વૉન વિંકલરીડ હતુ. સ્વિટ્ઝર્લાંડમાં એની ઘણી તસવીરો નજરે પડેછે, તેમા તે તેના વેરીઓના ભાલા ઉપર જાણે ધસીને પડતો હોય, એમ તેને ચીતરેલો છે.

ભાષા:—સ્વિટ્ઝર્લાંડ દેશમા તેની પોતાની સ્વભાષા નથી. એ દેશના એક ભાગમા લોકો ફ્રેંચ ભાષા બોલેછે, બીજા કેટલાએક મહાલોમા જર્મન અને કેટલાએકમા ઈટાલિયન પણ બોલાયછે. જેમ એ દેશમા નોખનોખી બોલીઓ બોલવામા આવેછે, તેમ ધર્મ પણ જૂદા જૂદા પાળવામા આવેછે. કેટલાએક પરગણામા પ્રૉટસ્ટંટ ધર્મ પળાયછે, તો કેટલાએકમા રોમન કાથોલિક. લોકો પણ દેખાવમા અને ઘાટઘૂટમા એકસરખા નથી. કેટલાએકના ચહેરા જર્મન લોકોના ચહેરાને મળતા હોયછે. તેમના ગાલ ગુલાબી અને વાળ સુંદર હોયછે. વળી કેટલાએકને ફ્રેંચ લોકોની પેઠે આનંદી કાળી આંખો હોયછે, અને કેટલાએકને તો ઈટાલિયન લોકોની પેઠે ઊંચા, મોટા નાક હોયછે, અને તેમની ચામડીનો રંગ પણ શામળો હોયછે. સ્વિસ લોકો દેખાવડા નથી. તેમનો ઘાટ બહુધા પહોળો હોયછે, અને ચહેરો સાદો હોયછે. તેમની ચાલચલગતમા પણ એવીજ રીતે ફેરફાર જોવામા આવેછે એ દેશના પહાડી લોકો હિમ્મતવાળા, સાદા અને ભલા હોયછે, પણ જેઓ નીચાણના ભાગમા રહેછે, તેઓ વધારે હોશિયાર અને લુચ્ચા હોયછે પણ એ બધા લોકો જે કામ હાથમા લે, તે ખંત રાખીને ઉદ્યોગથી પૂરૂં કરેજ રહેછે

પોશાક—એ લોકો કેવો પોશાક પહેરતા હશે, વારૂ? જૂદા જૂદા પરગણામા ગામડીઆ લોકો ઘણો જૂદી જૂદી જાતનો પહેરવેશ પહેરેછે. કેટલાક પહેરવેશ તો ઘણા મજેના લાગેછે. એક મહાલમા તો લીલા કોઈ ચળકતા રંગનો ટૂંકો પણ ઘણો ઘેરદાર ઘાઘરો પહેરેછે, અને કાળા મખમલની બરાબર બેસતી આવે એવી તસતસતી ચોળી પહેરેછે. તેને ઘેરદાર સફેદ મલમલની બાંયો રા-

બેછે તેઓ માથાના ચોટલાને ગૂંથીને બે લાબી વેણી રાખેછે તે વાસા ઉપર લટકેછે, અને તેને કોઈ ફક્કડ રગની ફીતથી બાધી લેછે તેઓ માથા ઉપર ટોપી પહેરેછે. તેને ફરતી પહોળી કોરી કોર હોયછે એ ટોપી પરાળ ગૂથીને કરેલી હોયછે, અને સૂરજનો તાપ ન લાગે, માટે તેને ફરતી પહોળી કોર રાખેછે આ પહેરવેશ ઘણો સરસ દેખાયછે એ દેશના પૈસાદાર લોકો અને અમીર વર્ગ અગ્રેજ લોકોના જેવો પોશાક રાખેછે

જાનવરો —સ્વિસ લોકો ગાયના ટોળા ઘણુ રાખેછે, અને ઘેટા તથા બકરાના વાગ રાખેછે વસંત ઋતુમા આ પ્રાણિઓ ડુગરની તળેટીમા લીલા ખડ ખાયછે, પણ જ્યારે ખરેખરો ઉનાળો આવેછે, ત્યારે ભરવાડો ડુગર ઉપર જ્યા ઠંડક હોયછે અને જ્યા લીલુ ઘાસ પણ હોય, ત્યા તેમને લઈ જાયછે. તેમા ઘેટા તો બિચારા બીકણ હોયછે તેઓ તો ભરવાડની પછવાડે ડુગર ઉપર ચઢતા ડરેછે, ત્યારે તે ભરવાડ ઘેટાના બચ્ચાને પોતાના હાથમા લઈ લેછે ને માદાની આગળ આગળ ચાલેછે એટલે ઘેટીઓ તરતજ તેની પાછળ પાછળ ચાલેછે. એ ભરવાડોને ઉપર રહેવાના ઝૂંપડા હોયછે શિયાળાના તોફાની વાવાઝોડાથી તેમને પાછા હેઠે ઉતરવાની જરૂર પડે, ત્યાસુધી તેઓ તેમના જનાવરોની સાથે ઉપરજ રહેછે. એ દેશની ગાયો ઘણુ સરસ દૂધ દેછે તેનુ ઘણુ માખણ અને પનીર થાયછે એ પનીર પરદેશમા પણ જાયછે ત્યા તે ઘણુ ખપેછે એ દેશમા રાની જનાવરો ઝાઝા થતા નથી સૌથી જાણવા જેવુ 'શામ્વો' થાયછે તે સાબર જેવુ હોયછે તે પહાડમા રહેછે ત્યા તેઓ એક ટેકરી ઉપરથી બીજી ઉપર અને બીજી ઉપરથી ત્રીજી ઉપર કૂદી જાયછે અને રખડતા ફરેછે તેઓ ઘણી ઉંચી ટેકરી ઉપરથી ઘણો અંતર હોયછે, તોપણ તે સપાટાબધ કૂદી જાયછે

—❧—

## બર્ન.

બર્ન એ સ્વિટ્ઝર્લાંડનું મુખ્ય શહેર છે; તેને ડુંગર ઉપર બાંધવામાં આવ્યું છે. ત્યાંથી તમે ચોમેર ફરતી નજર કરો, તો પહાડ અને પર્વતનો સુંદર દેખાવ જોવામાં આવશે. તમે એ શહેરના દરવાજામાં પેસો, એટલે એક ઘણો લાંબો મ્હોલ્લો આવેછે. બંને બાજુએ જે ઘર બાંધ્યાં છે, તે અજબ જેવી રીતે બાંધ્યાં છે. બધાં ઘરના ઉપરના ભાગ આગળ વધાર્યા છે અને લોકોને ચાલવાનો નીચે ફરસબંદીનો રસ્તો છે, તે એ પ્રમાણે ઉપરથી ઢંકાઈ ગયો છે. જો ગુજરીનો કે મેળાનો દિવસ હોય, તો ઘણાં માણસોની ભીડ થાયછે અને ઘણો શોરબકોર થઈ રહેછે. કેટલીએક નવી માંડેલી દુકાનોમાં મોટા મોટા ઘંટ વેચાયછે. તેમાંથી મોટો સરસ અવાજ નીકળેછે. એ ઘંટ શા કામમાં આવતા હશે વારૂ? ખેડુતો અને પરૈલીઆઓ પોતાની ગાયોને ડોકે બાંધવાને એ ઘંટ લેછે. ગાયના એક એક ધણમાં એક આગળ ચાલનારી ગાય—રાણી હોયછે, તેને ગળે આ ઘંટ બાંધવામાં આવેછે. તે ગાયને એ વાતનો બહુ આનંદ અને અભિમાન રહેતો હોય, એમ જણાયછે. જો તેની ડોકથી એ ઘંટ છોડી લેવામાં આવે, તો તે ઘણી દુ:ખી દેખાયછે.

બર્ન શહેરના લોકોને રીંછ બહુ ગમેછે. ઠેકાણે ઠેકાણે જાહેર મકાનો ઉપર અને શહેરમાં દાખલ થવાના દરવાજા ઉપર શોભાને માટે પથ્થરનાં રીંછ કોતરેલાં જોવામાં આવેછે. એ શેહેરમાં રીંછ રાખવાની એક ઊંડી ખાણ છે; તેમાં નવાઇની ચીજ દાખલ રીંછને રાખવામાં આવેછે. કેટલીક મુદ્દત ઉપર એ જગાએ એક ત્રાસજનક બનાવ બન્યો. એક ગૃહસ્થ તેમાના રીંછને નીચી ભીંત ઉપરથી વાંકો વળી વળીને જોતો હતો; એટલામાં તે ખાણમાં પડી ગયો અને તેનો હાથ ભાગ્યો. તે વેળાએ એકજ રીંછ હતું, પણ તે ઘણું વિકાળ હતું. પેલા બાપડા ગૃહસ્થનો હાથ ભાગ્યો હતો, તેથી તેનાથી ચઢીને બહાર આવી શકાયું નહીં. તેણે નીકળવાને માટે બૂમો પાડવા માંડી, એટલે તેને બહાર કાઢવાને માટે લોકો દોરડાં લેવાને ગયા. એક દોરડું પેદા કરતા તે લોકોને એક કલાક વાર લાગી

ગઈ. તે બધો વખત તે બિચારો તેના હાથમાં મદદ મદદ પોકારતો થયા છતાં ધ્રુજતો ધ્રુજતો ઊભો રહ્યો, અને ડરવા લાગ્યો કે એ ભયંકર રીંછ હમણાં મારા પ્રાણ લેશે. નવાઈની વાત છે કે પેલો બૂઢો રીંછ તેની પાસે પણ આવ્યો નહીં. છેવટે, લોકો દોરડાં લઈ આવ્યા અને તે નીચે ઉતાર્યાં. તે ગૃહસ્થને ઊંચે ખેંચી લેવા માંડ્યો અને તે એક પળ વારમાં સલામત ઉપર પહોંચી જાત, પણ એટલામાં તે ક્રૂર રીંછે તેને પકડીને નીચે તાણી પાડ્યો અને ખાચીને તેને મારી નાખ્યો. આ બનાવ બન્યા પછી તે રીંછ જોખમકારક છે એમ જાણીને તેને પણ મારી નાખવામાં આવ્યું; પણ તેને આગળથીજ મારી નાખ્યું હોત તો વધારે ઠીક થાત.

---

## લૂસર્ન.

આ શહેર કાંઈક જૂનું છે તે લૂસર્ન નામના સરોવરને એક છેડે બાંધેલું છે. લૂસર્નમાં એક એવી ચીજ છે કે તે તમને જોવા જવાનું મન થાય. પથ્થરના ખડકમાંથી સિંહનો એક મોટો આકાર કાપી કાઢવામાં આવ્યો છે. ખરેખરો સાવજ આપણે જોઈએ, તેના કરતાં પણ આ આકૃતિ ઘણી મોટી છે એનો ઘાટ એવો કરવામાં આવ્યો છે કે તે જાણે ઘાયેલ થઈને મરવા પડ્યો છે. ફ્રાન્સની રૈયતે પોતાના રાજાની સામા ફીતુર ઉઠાવ્યું, તે વેળાએ સ્વિસ લોકો તેના ખાસ અંગરક્ષક સિપાઈઓ હતા. તેઓ તેનું રક્ષણ કરવામાં બહાદુરીથી માર્યા ગયા. તે વાતના સંભારણાને માટે આ સિંહ એવે ઘાટે કાઢ્યો છે. લૂસર્ન સરોવર દુનિયામાં એક ઘણીજ સુંદર જોવા જેવી જગા છે. તે સાત અગિયાર કોશથી પણ વધારે લાંબુ છે; અને જ્યાં તે ઘણુંમાં ઘણું પહોળું છે, ત્યાં આશરે એક કોશનો પટ છે જ્યાંથી જુઓ, ત્યાંથી તે ખૂબસૂરત દેખાય છે તેને ફરતા ચોમેર ઊંચા ડુંગર આવેલા છે તેને છેડે અને તે સરોવરનાં ભૂરા રંગના આસ્માની પાણીની કોર ઉપર રૂપાળા ઝાડ ઝૂકી રહ્યાં છે જે મુસાફરો અહીં પ્રવાસે આવે છે તેઓ સૂરજને ક્ષિતિજ ઉપરથી ઉગતો નીહાળવાને આમાંના એક ડુંગર ઉપર ચઢે છે એ દેખાવ જોવાને એટલા બધા મુસાફરો જાય છે કે તેમને સહેલાઈથી ઉપર

ચઢવાનું બની આવે, માટે તે ડુંગરની ઊંચી સીધી ધાર ઉપર આગગાડી કરવામાં આવી છે. ઉપર ત્રણ મોટી જબરી ધર્મશાળાઓ છે. ત્યાં તે મુસાફરો રાત-વાસો રહેછે. એ પહાડને લોકો રીધી પર્વત કહેછે. વળી, એ સરોવરનો સામો કાંઠો જોવાને પણ લોકો જાયછે. એ ઠેકાણે એક શૂરાપૂરાનું પૂતળું છે. તેના એક હાથમાં તીર છે અને બીજા હાથમાં કામઠું છે. એ શૂરાપૂરાનું નામ વિલિયમટેલ હતું. ઘણા આગળના વખતમાં જ્યારે ઑસ્ટ્રિયન લોકો સ્વિટ્ઝર્લાંડ દેશને જીતી લેવાને ફાંફાં મારતા હતા, તે વખતમાં એ થઈ ગયો. ઑસ્ટ્રિયાના હાકેમે પોતાની ટોપી એક વાંસ ઉપર ધરીને બધા સ્વિસ લોકોને હુકમ કર્યો કે, તમારે એ ટોપીને નમતા જવું. ટેલે એમ કરવાની ના પાડી. તે જબરો તીરંદાજ હતો. તે ઘાતકી હાકેમે એક સફરજન લીધું. એ ફળ ગોળ થાયછે. તે આપણી મૂઠી જેટલું થાયછે. તે તેણે વિલિયમ ટેલના છોકરાના માથા ઉપર મુક્યું અને ટેલને તેણે કહ્યું કે, તું તારી તીર મારવાની ચતુરાઈ હવે બતાવ. આમ કરીને તે નિર્દય હાકેમના મનમાં ટેલને શિક્ષા કરવાનું હતું. ટેલે એવી ખબરદારીથી તીર માર્યું કે છોકરાને જરા પણ ઈજા થવા દીધા વગર તે ફળને મારી નાખ્યું. તે છોકરો પણ બહાદૂર અને આજ્ઞાકારી હતો; નહીંતો તેનાથી આવી અણીની વેળાએ બરાબર લાકડાની પેઠે સ્થિર થઈને ઉભું રહેવાત નહીં. તે જો જરા પણ હાલ્યો હોત, તો તેના બાપના તીરથી તે બાપડો વીંધાઈ જાત. કેટલીએક મુદત વીત્યા પછી ટેલે એ કસાઈ જેવા હાકેમને એક નાના દેવળની પાસે તીર મારીને મારી નાખ્યો. તે દેવળ હવે તો ફરી બંધાયું છે. તે સરોવરની કોર ઉપર એક સુંદર સ્થળે આવી રહ્યું છે. એક મોટા કવિએ આ વિલિયમટેલનું નાટક લખ્યું છે. તેમાં તેણે આ વાત લખી છે. આ નાટક એવું તો સરસ છે કે તેમાંની એ વાત કદી પણ ભૂલાશે નહીં. એ નાટક જર્મન ભાષામાં રચાયું છે.

—:o:—

## જિનીવા.

આ શહેરને પણ જિનીવા નામના ઘણા સુંદર સરોવરની પાસે બાંધવામાં આવ્યું છે. આ ઠેકાણે ઘડિયાળો બનાવવાનું મોટું કારખાનું ચાલેછે; અને જે છોકરાઓને ઘડિયાળ બનાવવાનો હુનર શીખવો હોય, તેમને માટે અહીં નિશાળ પણ છે. આ શહેરમા પચાશ વરસ ઉપર એક છોકરો જન્મ્યો હતો. તેનું નામ લૂઈ ફાવર હતું. તે ગરીબ ઘરનો હતો; પણ તે એવો તો ઉદ્યોગી અને હોશિયાર હતો કે તે એક મોટો ઈમારત બાંધનાર નીવડ્યો. તેણે એવી વાત સાંભળી કે સ્વિટ્ઝર્લાંડથી છેક ઈટલી સુધી સેંટ ગૉથર્ડનો મોટો ડુંગર ચીરીને લોકોનો વિચાર આગગાડી બાંધવાનો છે. એ ડુંગર એક કોશ ઊંચો છે. તેના ઉપર જ્યારે સડક બંધાવા માંડી, ત્યારે લોકોને તેની ઘણી નવાઈ લાગી; પણ હવે તો વળી તે ડુંગરને અંદરથી કોરી કાઢ્યો છે; અને આંહેથી ને આંહેથી જવાય, એવો લાંબો રસ્તો કર્યો છે. એ કામ લૂઈ ફાવરે કરવાને માથે લીધું ને તેમાં તે પાર પણ પડ્યો. ડુંગરની નીચે થઈને જવાનો રસ્તો સાડા ચાર કોશ લાંબો છે. તે પૂરો કરતાં સાડા સાત વરસ લાગ્યાં. તેની પાછળ દરરોજ અઢી હજાર માણસ કામ કરતા હતાં. તેમણે એ ડુંગરને બે છેડેથી સામસામા એકી વખતે કામ કરવા માંડ્યું. તે જ્યારે પૂરૂ થઈ રહેવા આવ્યું, ત્યારે લૂઈ ફાવરે એ ડુંગરની નીચે વચ્ચોવચ્ચ મળવાને પોતાના મિત્રોને નોતરાં દીધાં; પણ એ કામ પૂરૂં થઈ રહ્યું, તેની પહેલાં તે એકાએક એ ટનલમાજ સહજ કામ અધૂરૂ મૂકીને મરણ પામ્યો. હવે, એમાં થઈને આગગાડી દરરોજ આવ જા કરેછે.

**પર્વત**—સ્વિટ્ઝર્લાંડમાં સૌથી ઊંચા પહાડનું નામ બ્લાં છે. તે આખા યૂરપના બધા ડુંગર કરતા ઉંચો છે. કોઈ પણ માણસ એક દિવસમાં એ ઉપર ચઢી શકતું નથી. જેમને ઉપર જવું હોય, તેમને એક રાત રસ્તામા રહેવુ પડેછે. આ ડુંગરમાં બરફ જામી જાયછે. તે હમેશા બારે માસ ડુગર ઉપર ધોળા ધાબાની પેઠે પથ્થર રહેછે. બરફના એ મેદાનોને બરફના ડુગર કહેછે. તે ઘણા ભયભરેલા છે, કેમકે એ બરફના પહાડોમા ફાટો

પડેલી હોયછે. એ ફાટો વખતે તો બહુજ સાંકડી હોયછે. તેમના ઉપરથી ઠેકીને સહેજમાં આપણે જવું હોય, તો જવાયછે. કોઈ કોઈ વાર તો એ ચીરા એવા પહોળા હોયછે કે જે લોકોને એ ઓળગીને આગળ જવું હોયછે, તેમને બધાને દોરડાથી સાકળી લેવામા આવેછે, એટલે જો એકાદ જણ ચૂકે કે લપસે તો બીજા તેને બહાર ખેંચી લેછે એક વેળા એક શિકારી આવા બરફના ડુગરા ડુંગરાથી છવાઈ ગએલુ બરફનું મેદાન પસાર કરતો હતો, તેવામા એક ફાટ ઓળંગવાની આવી, તેજ વખતે તે શિકારી ગૃહસ્થને લાગ્યુ કે મારા પગ નીચેથી બરફ હેઠો ઉતરીને ધસી પડતો જણાયછે એટલુ લાગવાની સાથેજ તે સેંકડો હાથ હેઠે જઈ પડ્યો. નીચે પાણીનો વોકળો હતો, તેમા તે પડ્યો, તેથી તેને કંઈ ઈજા થઈ નહીં. એ પડ્યો, ત્યા જો પાણી ન હોત, તો એ દબડાઈ પછાડઈને મરી જાત; પણ એ બરફથીજ બચ્યો. તે અર્ધાક ગાઉ સુંધી એ વહેળા ઉપર ચાલ્યો; પછી નક્કર બરફનો એક ઊંચો કોટ તેની આડે આવ્યો. હવે શું કરવું? પાછા પણ ક્યા જવુ? અને આગળ પણ શી રીતે જવુ? તેણે તપાસ કરીને જોયું તો તેને જણાયું કે એ બરફની દીવાલની નીચેથી પાણી વહેતુ હતું; તેથી તેટલી જગાનો બરફ ઓગળી ગયો હતો, અને ત્યાથી નીકળી જવાય એટલો રસ્તો પડ્યો હતો મારાથી એટલા રસ્તામાથી નીકળાશે કે નહીં, એ નક્કી કરવાને તેણે તરતજ મહેનત કરવા માંડી અને તે ઠેમાણના ટાઢા હિમ જેવા પાણીમા તે હિમ્મત રાખીને પડ્યો, તેથી તે બેભાન થઈ ગયો ખરો, પણ એ વહેળામા થઈને તે નીકળી ગયો. આસપાસના ભાથાળુ લોકોએ તેને પોતાના સુદર ઘરમા લાવીને મૂક્યો અને તેની આગળ પાછળ બેસીને તેની આસનાવાસના કરવા માંડી, ત્યારે તેની આખ બેભાનીમાથી ઉઘડી; ત્યાસુધી તેનુ રસ્તામા શુ થયુ, તેની તેને કશી ખબર પડી નહીં. નીચે પડવાથી તેને જે પ્રથમ ત્રાસ થયો હતો, તે હવે તેના મનમાથી જતો રહ્યો અને દૈવયોગે તેનો આવી રીતે બચાવ થવાથી તેને બેહદ ખુશી પેદા થઈ.

---

ચાહ નો બાગ્યેજ કોઈ દહાડો પીતા હશે, પણ ખુંદનો કાવો તો રોજ પીએછે. તેમાં ખાંડ અને તેજાનો પુષ્કળ વાપરેછે. વળી, તેઓ પોતાની વાડીમાંથી સફરજન ફળ ઉતારીને એક જાતનો પીવાનો દારૂ બનાવી રાખેછે. તે જે કોઈ બેસવા ઉઠવા આવે, તેને પાયછે. આ તો ગરીબ માણુમની વાત થઈ; પણ જેઓ છેક એવા નિર્ધન નથી, તેઓ તો પોતાના દરાખ—ગાંડવાની દ્રાક્ષનો દારૂ બનાવેછે, અને તે રોજ જમતી વખતે વાપરવામાં આવેછે.

દેખાવઃ—ઘણા જર્મન તો મજબૂત, ઉંચા અને જુવાં-મર્દ દેખાયછે. ઉત્તરના ભાગમાં સ્ત્રીઓ ગોરી હોયછે અને તેમનાં મ્હોં ઉપર કુદરતીની તાજગી દેખાયછે. તેમના ચહેરા ગોળ મા... ...ને હસતા હોયછે. તેમના વાળ આછા રંગના ...ના સોનેરી જેવા હોયછે, અને આંખો ભૂરી અથવા આ...ના હોયછે. તેમના બાંધા મજબૂત હોયછે, ટૂંક ગરદનના તેઓ ઘણા દૃઢ અને આરોગ્ય હોયછે. પણ વળી ઘણી જુદી જુદી જાતના ચહેરા અને ઘાટ પણ એ દેશમાં જોવામાં આવેછે, એટલે દક્ષિણમાં કાળી આંખો અને કાળા વાળવાળાં માનવી થાયછે. બેરા તાપતડકામાં એવુ સખ્ત વહીતરૂં કરેછે કે તેઓ જલદીથી ...ડાં થઈ ગયાં હોય, એવાં દેખાયછે.

ધનવાન લોકોને ગામડાની સહેવગ્ગ ગમતી નથી. તેમને તો શહેરમાંજ રહેવું રૂચેછે; તેથી જેમ ઇંગ્લાંડ દેશમાં શ્રીમંત શાહુકારોએ ગામડાંમાં સુંદર મકાનો કરાવેલાં હોયછે, તેમ જર્મનીનાં ગામડાંમાં એવા ઘર ઝાઝાં જોવામાં આવનાં નથી. શહેરની પાસે બાગબગીચા હોયછે, ત્યાં જેને ગમે તે ફરવા જાયછે. એ ઠેકાણે ઘણાં માણુસો એક બીજાને મળેછે, વાનોના લડકા ચાલેછે, દૂધ પીવાયછે, બરફ ખવાયછે અને ગાયન સંભળાયછે.

ઉંચા ઘરનાં બૈરાં ઘણાં ઉદ્યોગી હોયછે. તેઓ જ્યાં જાયછે, ત્યાં પોતાનું ગૂંથવાનું કામ લેતાં જાયછે. જેમ કુલિન ગૃહસ્થો તમાકુ પીવાની ચુંગી હાથમાંથી છોડતા નથી, તેમ આ સ્ત્રીઓ તેમના હાથમાંથી ગૂંથવાના સોયા મૂકતાં નથી. તેઓ એટલાં બધાં મોજાં બનાવેછે કે તમને નવાઈ લાગે. તમાકુ ફૂંકયા કરવાના કરતાં

તો ગૂંથ્યા કરવું, એ કેવું સરસ કામ છે! જ્યારે બૈરાં ઘર આગળ હોયછે, ત્યારે તેઓ પોતાનો ઘણો વખત રસોઈ કરવામાં ગાળેછે. શું તેમને રાંધવા અને ગૂંથવાના કરતાં બીજું કાંઈ નહીં આવડતું હોય? નહીં કેમ! તેઓ ઘણું સુંદર સોનેરી તથા રૂપેરી ભરત કામ કરી જાણેછે. તેઓ વાજાંની પેટીમાં ગાયન ઉતારી શકેછે અને સાથે ગાઈ પણ જાણેછે. પણ જેમ ઇંગ્લાંડ તથા સ્કૉટ્લાંડની સ્ત્રીઓને પુસ્તકો વાંચવાનો શોખ હોયછે, તેમ આ દેશમાં ઘણાં બૈરાં વાંચવાનાં શોખી નથી.

શિયાળામાં લોકો ધીસલામાં બેસીને ફરવાના શોખીન હોયછે. નાનાં છોકરાંને માટે નાનાં નાનાં ધીસલાં હોયછે. એક ઘણું નાનું ધીસલું અર્ધોપોણા રૂપિયામાં આવેછે. એવા નાના ધીસલામાં નાનો છોકરો બેસીને ડુંગરા ઉપરથી નીચે લપસી પડેછે. એવાં નાનાં છોકરાં એટલી ઉતાવળથી લસી જતાં ડરતાં નથી, એ અચરજ જેવી વાત છે. એ છોકરાં પોતાના પગની એડીઓ વતી પોતાનાં ધીસલાંને ચલાવેછે; પણ સ્ત્રી તથા પુરૂષોનાં ધીસલાંને તો ઘોડા જોડાયછે. તેઓ ગાડીઓ જેટલાં મોટાં હોયછે, પણ તેમને પઇડાં હોતાં નથી.

એક વેળા કેટલાંએક માણસો ધીસલામાં બેસીને ડુંગર ઉપરથી ઉતરતાં હતાં, તેવામાં તેમને માથે એક આફત આવી પડી, તેની વાત હું તમને કહુંછું. એક સીધી ટેકરી ઉપર ઘણો બરફ પડ્યો હતો. તે ઉપર થઇને તેઓ નીચે ઉતરતાં હતાં; તેમાંથી ઘોડા એકાએક ભડકયા અને એક ધીસલું ઉંધું પડી ગયું. તેમાં બેઠેલાં માણસો બહાર પડી ગયાં અને એ ઠંડા બરફમાં થઇને તેઓ નીચે ગબડી પડયાં. એ ધીસલામાં એક ચાર વરસનો છોકરો બેઠેલો હતો અને તેનો બાપ એ ધીસલું હાંકતો હતો. જે વખતે એ નાનો છોકરો ધીસલામાંથી બહાર ગબડતો ચાલ્યો, તે વખતે એના બાપના હૈયામાં કેવું દુઃખ થયું હશે વારૂ? તે છેક ડુંગરની કોર સુધી બુમો પાડતો દોડયો. ઓ મારા દીકરા, મારા બેટા, મારા છોકરા, તું મરી જશે રે! તે બરફના ઢગલામાં ડુંગરની કોર ઉપરથી ખસીને ઉતરી પડ્યો. ત્યાં કેટલાંએક માણસો બરફને ઊંડા ઉપરથી કાઢી નાખતાં હતાં અને બરફમાંથી બહાર નીકળવાની મહેનત કરતાં હતાં. તેઓ

ધીંગલાના હાંકનારને ગાળો દેતા હતા અને તેના ઉપર ગુસ્સે થતાં હતા, તે તેણે જોયા. પણ તે વાતની તેને દરકાર નહોતી તેણે માત્ર એટલુંજ કહ્યું કે, મારો છોકરો, મારો છોકરો, ક્યાં ગયો રે! બારકુમાં ચુગળાઇને તે મરી જશે રે! એટલામાં તેણે હાથે પહેરવાનું લાલ રંગનું મોજું દીઠું એ ઉનનું મોજું તેના વહાલા દીકરાનું હતું, તે તેણે પકડી લીધું. તેણે તેના બાળકને એ પ્રમાણે હાથેથી બહાર ખેંચી કાઢ્યું તેનું ગુનાબી મ્હો ફીંગગાઇને કાળું થઈ ગયું હતું તેના નાના નાકમાથી તનતન લોહી નીકળવા માંડ્યું છોકરાએ પોતાનું મ્હો ઉઘાડ્યું અને ઘણે મોટે અવાજે રોવા માંડ્યું. એમ રોતા સાંભળતા પણ તેનો બાપ ખુશી થયો, કારણકે તે જીવતો છે, એટલું તો તેને જણાયુંજ. તે નાનો છોકરો પડવાથી તેની આંખ તથા મોહું પથ્થર સાથે અફળાવાથી તેને વાગ્યું હતું, પણ માત્ર એટલુંજ; એ સિવાય એને બીજી કાંઈ હરકત નહોતી થઈ તે મરી ગયો નહતો તે જાણીને તેનો બાપ પરમ ખુશી થયો. અરેરે, માબાપ પોતાના છોકરા ઉપર કેટલું વહાલ રાખે છે! આપણા દેશમાં જુઓ કે જર્મનીમાં કે આખા જગતમાં જુઓ, જ્યાં જુઓ, ત્યાં બધે એમજ છે. એવીજ રીતે છોકરા તેમના માબાપ ઉપર હેત રાખીને તેમને ખુશી કરવાની મહેનત કરતા હશે વરૂ?

જ્યારે નાતાલનો વખત આવે છે, ત્યારે માબાપ પોતાના છોકરાને રાજી કરવાને એક નાનું કાગળનું બનાવેલું ઝાડ લઈ આવે છે. તેને નાની નાની ડાળીઓ હોય છે; તે ઉપર નાની નાની મીણબત્તીઓ એક એક ડાળને છેડે ટાંગવામાં આવે છે એટલા સારૂ ખાસ નાની મીણબત્તીઓ બનાવવામાં આવે છે પછી એ ડાળીઓ ઉપર સુંદર મેવો, ફૂળ અને રમકડાં પણ લટકાવવામાં આવે છે એ પ્રમાણે ઝાડને શણગારે છે તેની પાસે એક મેજ મુકવામાં આવે છે, અને એ મેજ ઉપર ઘરના દરેક માણસને જે બક્ષીસો એ તહેવારમાં આપવાની હોય તે ગોઠવીને રાખવામાં આવે છે એ ઝાડ ઉપરની મીણબત્તીઓને સળગાવવામાં આવે ત્યાંસુધી તે ઘરના છોકરાને જોવા દેવામાં નથી આવતું જ્યારે ઝાડ ઉપરની સઘળી મીણબત્તીઓ બળવા માંડે છે, એટલે તે બધા નોકરો

ઓરડાનું બારણું એકદમ ઉઘાડી નાખવામાં આવેછે અને પેલું ઝાડ ભપકાદાર રોશનીથી પ્રકાશી રહેલું નજરે પડેછે તે જોઇને ઘરનાં છોકરા ખુશીના અને હરખના પોકારથી ઘરને ગજાવી મૂકેછે છોકરાની મા કે બાપ પછી બધાને બક્ષીસો વહેંચવા માંડેછે, પણ જે ઘણા તંઙ્ગીની છોકરા હોયછે, તેમને એ ઝાડ જોવા દેતાજ નથી, તેમ તેમને કાંઈ રમકડા પણ મળતા નથી. ગરીબ લોકો પણ પોતાના નાના ઘરમા એવું ઝાડ આ વખતે લાવેછે, અને પોતાના બચ્ચાને માટે પૈસા પૈસાની ઢીંગલીઓ લાવેછે.

**જર્મન** લોકો પોતાની વરસગાંઠ કેવી રીતે પાળેછે, તે જાણવાથી તમને બહુ ગમત થશે. માબાપ અને છોકરાઓ પોતાના જન્મ–દિવસ યાદ રાખેછે. બાપની જન્મગાંઠ જે દિવસે હોય, તે દિવસ તે જ્યારે મેડા ઉપરથી હેઠે સવારનો નાસ્તો લેવાને આવેછે, ત્યારે તેની થાળીની પાસે છોકરાઓએ તેને આપવાની નાની નાની ભેટો ગોઠવી રાખેલી હોયછે. તે એકએક જોઇને નવાઈ પામેછે; એટલામા એકાદ મિત્ર ખુશબોદાર ફૂલ અને લીલા પાદડાનો હાર લઇને આવેછે તેના છોકરાઓએ ફૂલના હાર આણેલા હોય, તેમની સાથે આ હારને પણ પોતાના ઓરડામા લટકાવી દેછે. વાળુ કરતી વખત મોટી મેજની વચ્ચોવચ્ચ એક ઘેબર ગોઠવવામા આવેછે. તેને ફરતી ચોમેર દીવા બત્તી બળેછે. કેટલા દીવા બળતા હશે, તે તમે જાણોછો? ઓહો, આ તો બધા છત્રીસ છે. તેનું શું કારણ વારુ? આજ બાપાની ઉમર છત્રીશ વરસની થઈ, માટે છત્રીશ દીવા સળગાવેલા છે જો બાપા ચાળીશ વરસના હોત, તો ચાળીશ મીણબત્તીઓ સળગાવત ચાર વરસનુ છોકરૂં હોય, તો તેની વરસગાંઠને દિવસે ચાર બત્તીઓ તેની પાસે સળગાવીને મેજ ઉપર મૂકવામા આવેછે.

ચાલચલગતઃ—હવે તમને જણાયું તો હશે કે **જર્મન** લોકો પોતાના ઘરસંસારમા ઘણા માયાળુ અને આનંદી હોયછે તેઓ હેતાળ હોયછે. તેઓ વળી કાળજીવાળા અને સાવધ છે. તેઓ હરકોઈ કામ ઘણી ધીમાશથી કરેછે કે રખેને ઉતાવળ કરવા જતાં કંઈ આફત આવી પડે તેઓ જો કંઈ કામ હાથમા લે, તો તેઓ

તેની ખ઼ાળ મંઝાજ રહેછે. તે કામ ગમે તેવું કઠણ હોય, તોપણ તેને તેઓ છોડતા નથી, કેમકે તેઓ ખંતીલા સ્વભાવના હોયછે. તેઓ મોટા માણસમાં કે પૈસાદારમાં ખપવાની તજવીજ કરતા નથી; પણ તેમને જે સાફ અને સાદી ચીજો મળે, તેટલાથીજ તેઓ સંતોષ માનીને બેસેછે.

ઘણા માણસો તો વાંચવાના બારે શોખી હોયછે. તેઓ ઘણા હોશિયાર અને અકલવાળા હોયછે. વળી તેઓ ઘણાં પુસ્તકો લખેછે. એટલાં તો બીજા કોઈ પણ દેશમાં લખાતાં નહીં હોય.

જર્મન લોકો પણ અંગરેજ લોકોની પેઠે ઘણી કામની ચીજો બહુ સરસ રીતે બનાવી જાણેછે; જેમકે, બંદૂક, ચપ્પુ, અને ગજ-વામાં રાખવાનાં ઘડિયાળ. તેઓ દરેક કામ પાછળ એટલી તો મહેનત લેછે કે, જે કરવું હોય, તે સરસમાં સરસ રીતથી કરવાની કળા તેમને સૂઝી આવેછે.

ધર્મઃ—બીબી મરિયમની નાની નાની મૂર્તિઓ ઘરની સામા નાના ગોખલામાં ચોંટાડેલી જોવામાં આવેછે. તે ઉપરથી જણાયછે, કે, આ ઠેકાણે રોમન કાથોલિક સંપ્રદાયના લોકો રહેછે; તોપણ જર્મનીના ઘણા ભાગમાં પ્રૉટસ્ટંટ પંથી રહેછે. એ દેશમાં વસ્તિનો લગભગ અર્ધો ભાગ પ્રૉટસ્ટંટ ધર્મ પાળેછે.

આપણે યાદ રાખવું જોઇએ કે દુનિયામાં એક ઘણો મોટો માણસ થઈ ગયો, તે આ દેશનો હતો. તેનું નામ માર્ટિન લુથર. તે એક ગરીબ ખાણ ખોદનારનો દીકરો હતો; પણ તે એવો ઉદ્યોગી હતો અને તેણે એવો તો અભ્યાસ કર્યો કે, તે એક મોટો પંડિત—સાધુ બન્યો. પછી તેણે લાટિન ભાષામાં ધર્મ—શાસ્ત્ર વાંચવા માંડ્યું. અને તેનો જર્મન ભાષામાં તરજુમો કર્યો અને પોતાની બધી જીંદગી ઇશ્વરનું વચનામૃત શીખવવામાં અને ઉપદેશ આપવામાં ગાળી.



## -હાઈન.

આ નદી સ્વિટઝર્લૅન્ડમાથી પેદા થઇને જર્મની દેશમા થઇને વ્હેછે. દુનિયામા જે નદીઓ અતિ સુદર અને સુશોભિત છે, તેમાની એક આ છે. તેના કિનારા ઉંચા અને સીધા છે. તે ઉપર જૂના વખતના કોટ કિલ્લા અને ઝાડખીડ ઘરેણાની પેઠે આવી રહ્યા છે.

એ નદી ઉપર કોલોન શહેર છે તે રોમન લોકોએ વસાવ્યું હતુ, તેમના કૉલોની એટલે સંસ્થાન શબ્દ ઉપરથી કૉલોન કહેછે. આપણા દેશમા 'કોલન—વૉટર' જેને કહેછે, તે સુગધીદાર ચીજ આ શહેરમા બનેછે અને તે આખા જગતમા જાણીતી છે

એ શહેરમા એક ખૂબસુરત દેવાલય છે. તે હમણાજ પૂરૂ થયું છે. ગેરહાર્ટ વૉનરીલ નામના એક ઘણા હોશિયાર માણસે એ ઇમારતનો મૂળ નકશો કહાડ્યો હતો એ માણસના નકશામા કોઈ હહાડો કોઇએ કાઈ ફેરફાર કર્યો નથી. એ દેવલનો* પાયો આશરે છસેં વરશ ઉપર નાખ્યો હતો. એ મકાન બાધવાનુ કામ ઘણું ધીમે ધીમે ચાલતુ હતું, અને વચ્ચે ઘણી વાર તો તદન અ-ટકી જતુ હતુ. છેવટે જર્મનીના પાદશાહે એ ઇમારત પૂરી કરવાનુ પોતાના મન સાથે નકી કર્યું અને આજથી વરસ નવેક ઉપર એ કામ દીવાળી મહિનામા પૂરૂ થઈ રહ્યું. ઘણા ઘણા ઠાકોરોને, રાજકુવરોને, અને મોટા મોટા માણસોને સાથે લઇને પાદશાહે દેવલમા પધારીને તેનું જ્યારે વાસ્તુ કર્યું,ત્યારે આખા શહેરમા ઓચ્છવ થઈ રહ્યો અને ઘણા મેમાનો શહેરમા આવવાથી ભીડાભીડ થઈ રહી. પાદશાહે એક ટૂંકુ ભાષણ કર્યું પછી પાદરીઓને ઠેકાણે સાથે આવેના ગ્રહસ્થોએ ઈશ્વરના ઉપકારનું ગીત ગાયુ. આ દેવલમા એક કાચનું કબાટ છે તેમા ત્રણ પૂતળા રાખેલા છે. તે ત્રણ રાજા અથવા ત્રણ ડાહ્યા માણસોની મૂર્તિઓ છે તેને ઇટલીમાથી આણીને એ દેવલ ખાતે અર્પણ કરવામા આવી હતી.

એ શહેરમા વળી એક બીજુ દેવલ છે. તેમા બધા હાડકાજ

---

* એ દેવલનો પાયો ઈ સ ૧૨૪૮ મા પ્રથમ નાખવામા આવ્યો, અને ઈ સ ૧૮૮૦ મા તે પૂરૂ થયુ

બર્યા છે. અગિયાર હજાર છોકરીઓ રોમની જાત્રા કરવાને ગઈ હતી તે બધી આમર્બાડ દેશની હતી, તેઓ રોમથી પાછી આવવાને નીકળી, અને રસ્તામા કૉલૉન શહેરમા તેઓ આવી ત્યા તે બિચારી બધીઓને મારી નાખી એ દેવળની દીવાલો પણ બાપડી મરી ગએલી સ્ત્રીઓના હાડકાથી ઢાકી દીધી છે કોડવાનો દારૂ પણ પ હેલવહેલો કૉલૉન નગરમા બનવા લાગો. તે એક સાધુએ પ્રથમ બનાવવા માડ્યો તેનુ નામ શ્વાર્ટ્ઝ હતું. તેનો અર્થ 'કાળો' થાય છે અને કોડવાનો દારૂ પણ રંગે કાળો થાયછે



## મેઈનનદી ઉપરનુ ફ્રાંકફોર્ટ.

આ શહેર શ્રીમંત શાહુકારોથી ભરેલુ છે તેમાના ઘણા તો જાતના યાહુદી છે આગળના વખતમા એ શહેરમા એ લોકાને સરકાર તરફથી બહુ દુ:ખ વેઠવુ પડતુ અને બીજા બધા લોક તેમને ધિક્કારી કાઢતા. એ બધાને ગદા અને ગલીચ મ્હોલ્લાઓમા સોને ભેળા રહેવુ પડતું રાત્રે તેમની ચોકના દરવાજા સરકાર બંધ કરી દેતી તેમના મ્હોલ્લામા એક શેરી તો બહુજ સાકડી હતી તેને 'યાહુદી કૂળીઉ' કહેતા એ શેરીમા ઘર ઘણા ઊંચા છે તે એટલાં બધાં તો જીર્ણ થઈ ગયા હતા કે બધા પડવાની તૈયારીમા હતા; તેથી કોઈ દબાઈ ન મરે, માટે તેને ઉતારી પાડવામા આવ્યા દુનિયામાં આજના વખતમા જેમને ઘેર દોલતનો સુમાર નથી, એવા ઘરમાથી એક ઘર બારન ડ રૉથચાઈલ્ડનુ છે એ કહુ છુ પ્રથમ આ સાંકડી શેરીમા રહેતું પણ હવે એ બધન તૂટી ગયુ છે, અને હવે યાહુદી લોકાને ગમે ત્યાં રહેવાની છૂટ છે, તેથી તેમાના ઘણા તો શહેરના સરસમા સરસ ભાગમા રહેછે. ફ્રાંકફોર્ટ શહેરમા એક સુંદર મકાન છે તેની ભીંતો ઉપર જર્મન પાદશાહોની તસવીરો રાખેલી છે એ શહેરમા બીજા પણ ઘણા ખૂબસુરત મકાનો છે. કેટલાએક તો રાજાના મહેલો જેવા દેખાયછે વળી શહેરને ફરતી પ્રદક્ષિણા થાય, તેવી રીતનો તેને ફરતો સુંદર રસ્તો બનાવી દીધો છે. તે ઉપર ઘોડા-ગાડી ફેરવવાની બહુ મજા આવેછે ત્યા વળી પશુપક્ષી પ્રાણિઓનું સંગ્રહસ્થાન પણ છે વળી ત્યા 'તાડબાગ' કરીને એક



हॉम्बर्गनीस्त्रीनो पेहरवेश.

ઘણીજ મોહક જગા છે. એ ઠેકાણે લોકો ઘણી વાર જાયછે, ફૂલોની ખુશબો લેછે, ફક્કડ ગાયન સાંભળેછે અને બરફની તરેહ તરેહની ચીજોની મીજબાનીઓ કરેછે.

—⁂—

### એલ્બ ઉપર હામ્બર્ગ.

હામ્બર્ગ ઘણું મોટું શહેર છે. બર્મિંગામ કરતાં પણ એમાં વસ્તિ* વધારે છે. તેનું બંદર વિશાળ છે અને તે જોવા જેવું છે. તેમાં પૃથ્વીના સઘળા દેશનાં વહાણ આવીને લંગર કરેછે. એ ઠેકાણે હમેશાં એટલાં બધાં વહાણ રહેછે કે, તેમાંના સઢના લાકડાના ઉંચા ઉંચા ડોલ છેટેથી જંગલનાં લાકડાં જેવા લાગેછે. તે ઉપર રવિવારને દિવસે જ્યારે વાવટા ચઢાવવામાં આવેછે, ત્યારે તે ઘણા મજેના લાગેછે. એ બંદર ઉપર કોઈ માણસ આળસુ કે નવરૂં દેખવામાં આવતું નથી. ત્યાં જૂદા જૂદા દેશનાં, જૂદા જૂદા રંગનાં, જૂદી જૂદી બોલી બોલનારાં ઘણાં માણસો નજરે પડેછે. ત્યાં અંગરેજી ભાષા ભણનાર એટલાં બધાં માણસો છે કે તમે જો ત્યાં હો અને તમને તેમની જર્મન બોલી ન આવડતી હોય અને અંગરેજી બોલો તો ત્યાં સમજનારની ખોટ છે, એમ જણાય નહીં.

હામ્બર્ગના બે મોટા ભાગ છે. એક જૂનું હામ્બર્ગ અને બીજું નવું હામ્બર્ગ. જૂનું શહેર ઘણું અજબ જેવું છે. તેમાં પાણીની એવી મોટી નહેરો છે કે તે જોઈને તમને વેનિસ શહેર સાંભરી આવે. તે નહેરો હોડીઓથી ભરપૂર રહેછે. તે હોડીઓમાં કોયલા, બળતણને માટે લાકડાં અને શાક ભાજી હોયછે. તે ઘેરઘેર જેને જોઇએ તેને હોડીમાંથી પહોંચાડવામાં આવેછે. એ જૂના નગરમાં કેટલાએક મ્હોલ્લા એવા સાંકડા છે કે શેરીની વચ્ચે થઈને ચાલીએ તો સામસામા બંને ઘરને હાથે અડતા જવાય. વળી, ત્યાં જમીનની નીચે ભ્યાફૂત જમવાનાં મોટાં મોટાં દીવાનખાનાં હોયછે; ત્યાં લોકો જઇને તરેહ તરેહનાં સ્વાદિષ્ટ પકવાન જમેછે. હામ્બર્ગનું પાણી સારૂં નથી.

હામ્બર્ગના જૂના શહેરની વચ્ચોવચ્ચ એક ઘણુંજ સુંદર

---

* હામ્બર્ગમાં આશરે ત્રણ લાખ માણસ રહેછે; તેટલાં બર્મિંગામમાં નથી; તેમાં ૭૦ હજારને આસરે ઓછાં છે.

સરોવર છે, તે જોવા લાયક છે. એ સરોવરમાં આલ્સ્ટર નદીનું પાણી આવેછે, તેથી તેને આલ્સ્ટર—કુંડ કહેછે. આ ઠેકાણે શિયાળામાં લોકો ધીસલાંમાં બેસીને અને પગે લોટાના જોડા પહેરીને જામેલા બરફ ઉપર દોડાદોડી કરીને મોજ કરેછે તથા ઉનાળાની મોસમમાં હોડીઓમાં બેસીને સહેલ કરવા તળાવમાં નીકળી પડેછે. એ સરોવરના કિનારા ઉપર જે મકાનો બંધાયાં છે, તે શહેરમાં સૌથી સરસ છે. આ સરોવર ઉપરની હવેલીઓ બહુ મજેની લાગેછે. શહેરની બહાર સુંદર બાગ છે, તેમાં જૂના વખતના ઝાડ છે.

નવું હામ્બર્ગ ઘણું સરસ છે. એમાં એક નિશાળ છે. તે જાણવા જેવી છે. તેમાં છોકરાઓને કેળવણી આપીને જૂદા જૂદા ધંધા શીખવવામાં આવેછે. ઘણાં તોફાની છોકરાં આ ઠેકાણે આવીને સુધરીને સારાં થઈ જાયછે.

ડ્રેસ્ડન એક સુંદર શહેર છે. તેનાં રૂપાળાં મીનાઈ વાસણ અને મજેની તસવીરોના સંગ્રહને માટે તે પ્રખ્યાત છે.

મ્યૂનિક શહેરમાં એક બાપકદાર મહેલ છે. તેમાં બાવેરિયાનો રાજા રહેછે. એ શહેરના મ્હોલ્લા પહોળા છે. તેમાં ખૂબસુરત દેવળો છે. ત્યાં હાલમાં જે રાજા થઈ ગયો, તે ચિત્ર-વિદ્યાનો બહુ શોખી હતો. તેણે એક શોભાયમાન મહેલ ફક્ત ચિત્રો રાખવાને માટેજ બંધાવ્યો છે; અને એક બીજો મોટી મોટી મૂર્તિઓ અને પૂતળાં રાખવાને બનાવ્યો છે.

વરસોવરસ ઑક્ટોબર મહિનામાં મ્યૂનિક શહેરની પાસે એક મેદાનમાં મોટો મેળો ભરાયછે. ત્યાં એજ રાજાએ પંચધાતુનું મોટું પૂતળું મૂકીને કહ્યું કે, આ બાવેરિયા છે. તે પૂતળાની અંદર એક દાદર મૂકેલો છે. તેમાં થઇને પૂતળાના માથામાં જવાયછે. એ માથું એવું મોટું છે કે, તેમાં પંદર માણસો બેસી શકે. એ રાજા જેમ તસવીરો અને પૂતળાં ઉપર પ્રેમ રાખતો હતો, તેમજ હાલનો રાજા ગાયન ઉપર પ્રેમ રાખેછે; તે પણ હવે તો મરી ગયો છે.

જર્મનીનું એક ઘણુંજ અજાએબ જેવું શહેર ન્યૂરેમ્બર્ગ કરીને છે. તેમાં આગળના વખતનાં ઘણાં જૂનાં ઘર છે અને વિચિત્ર બારીઓ છે. તે બધી મ્હોલ્લા ઉપર પડેછે. એ શહેરમાં ખૂબસુરત દેવળો અને ફક્કડ ફૂવારા છે. જર્મનીમા લાકડાનાં ઘણાં રમકડાં બનેછે; પણ સૌથી સરસ અને ઘણાજ રૂપાળાં રમકડાં ન્યૂરેમ્બર્ગમાંથી આવેછે, કેમકે એ શહેર લાકડાંની કોતરણીને માટે બહુ જાણીતું છે.

## પ્રશિયા.

આ દેશ હાલ જર્મનીની સાથે જોડાઈ ગયો છે. તમારા નકશામાં જુઓ. તે જર્મનીની લગોલગ પૂર્વમાં આવેલો છે. તેની ઉત્તર દિશામાં જૂના વખતનો જાણીતો બૅાલ્ટિક્ સાગર આવેલો છે; પૂર્વમાં રશિયાની સત્તા નીચે દબાએલું પોલાંડનું રાજ્ય આવ્યું છે; દક્ષિણે ઑસ્ટ્રિયાનો મુલક આવ્યો છે અને પશ્ચિમમાં જર્મન સહેનશાહત ઝૂકી રહી છે. જો તમે રાજમાર્ગ ઉપર મુસાફરી કરતા કરતા પ્રશિયાની હદમાં પેસો તો તરતજ તમને તે વાતની ખબર પડ્યા વિના રહે નહીં; કારણકે, ત્યાં માઈલે માઈલે ઉંચા થંભ દાટેના છે અને તે ઉપર કાળા રંગનું એક ગરૂડ પક્ષી જડેલું હોયછે. એ પક્ષીના પગ પીળા કાઢેના હોયછે, તેના માથા ઉપર મુગટ પહેરાવેલો હોયછે અને તેના પગના એક પંજામાં તલવાર આપેલી હોયછે અને બીજા પંજામા રાજ્ય-દંડ રાખેલો હોયછે. આવું મોટું ગરૂડ એ પ્રશિયાના રાજાનુ કુળ-ચિન્હ છે. તમે વળી આગળ ચાલો તો બીજો થાંભલો આવશે, તે ઉપર પણ એવોજ કાળો ગરૂડ મૂકેલો હોયછે અંતર માપવાને માટે અધઅધ ગાઉએ ઉપર પ્રમાણે એક થાંભલો અને તે ઉપર એક ગરૂડ, એમ આવ્યાજ કરેછે.

અંગરેજી ચાર માઈલે એક જર્મન માઈલ થાયછે, એટલે આપણા બે ગાઉએ તેમનો અર્ધો ગાઉ ગણાયછે. એ લોકો વાતચીતમાં 'હુ આટલા માઈલ ચાલ્યો કે આટલા ગાઉ ગયો,' એમ બોલતા નથી; પણ 'મને ફલાણે ગામ જતા રસ્તામા આટલા કલાક લાગ્યા,' એમ બોલવાની રીત છે. તમે જો તેમને પૂછો કે, ફલાણું ગામ કેટલે છેટે હશે ત્યારે તેઓ એમજ જવાબ દેશે કે, આટલા કલાકનો રસ્તો છે. એક માણસ એક કલાકમા સહેલથી ચાલી શકે, તેટલા અંતરને તેઓ એક કલાક ગણેછે, એટલે એક કલાકમા માણસ ઘણુંકરીને અંગરેજી અઢી માઈલ અથવા આપણો સવા કોસ ચાલેછે, તેને તેઓ એક કલાક ગણેછે.

પ્રશિયાનો રાજા તેજ હવે જર્મનીનો સહેનશાહ કહેવાયછે. તે પોતાના રાજ્યનુ રક્ષણ કરવાને ઘણા સિપાઇઓ રાખેછે, અને

તેને તેમ કરવાની જરૂર લાગેછે; કારણકે, જેમ ઇંગ્લાંડને ફરતો ચોગેર દરિયો છે, તેમ એ દેશને નથી; તેમજ જેમ બોહીમિયાને ફરતો ડુંગરનો કોટ છે, તેમ એને ફરતા ડુંગર નથી. ઘણુંકરીને બધી બાજુએથી એ દેશ ખુલ્લો છે. એ બોહીમિયાની વાત હવે પછી તમારા વાંચવામાં આવશે.

જર્મનીનો હાલનો પાદશાહ બિલકુલ જુવાન છે. તેનો દાદો ઘણો બહાદુર લડવૈયો હતો. પહેલ વહેલો એજ રાજા જર્મનીનો સહેનશાહ થયો અને એ પ્રમાણે એ બે રાજ્ય એક થયાં. હાલનો પાદશાહ એનો પૌત્ર થાય, તે પણ પોતાના દાદાની પેઠે પોતાના લશ્કર ઉપર બહુ મમતા રાખેછે.

પ્રશિયા દેશ કંઈ રળિયાળો લાગતો નથી. તેમાં પુષ્કળ રેતીનાં મેદાન છે, કદરૂપાં બોયાવાળી બીની જમીનનાં જંગલો છે અને નીચાં નીચાં ઝાડનાં વન છે; તોપણ એકંદરે જોવા જઇએ, તો એ તનદુરસ્તીવાળો દેશછે. પૂર્વ તર્ફનો પવન બહુ જોરથી વાયછે અને જમીન બહુ ભેજવાળી રહેછે; પણ એક વાતે તો એ દેશ સારો છે, કારણ કે એ દેશમાં ઘણા સારા કાયદા ચાલેછે અને ગરીબ લોકોને પણ વાંચતાં લખતાં શીખવવામાં આવેછે. એમ છતાં ત્યાં એક એવો કાયદો છે કે તે આપણા લોકોને તો બહુ આકરો લાગ્યા વિના રહે નહીં. તે એ કે, ગમે તે માણસ હો, પૈસાદાર હો કે ગરીબ હો, પણ તે ચાળીશ વરસની અંદરનો હોય, તો જ્યારે સરકારને ખપ પડે ત્યારે તેને પલટણમાં દાખલ થઇને લશ્કરમાં જવું પડેછે. આ કાયદો દુઃખદાયક છે, કેમકે ઘણાએ ગરીબ મજૂરોને પોતાનાં ઘરબાર છોડીને જવું પડેછે અને તેઓ જ્યારે તેમના ગામમાં પાછા આવેછે, ત્યારે પોતાના કુટુંબને જે સ્થિતિમાં મૂકીને તેઓ ગયા હોય, તેના કરતાં વધારે ભૂંડી હાલતમાં તેઓ તેમને દેખેછે. પ્રૂસ સિપાઇઓને બહુ સખ્ત કવાયતમાં રાખવામાં આવેછે અને જો તેઓ ગેરચાલ ચાલે, તો તેમને શિક્ષા કરવામાં આવેછે. એ દેશમાં આવી રીતનું ધોરણ છે, તેથી ઘણા માણસોને લશ્કરમાં દાખલ થવું પડેછે અને ખેતર પાદરનું કઠણ કામ બૈરાંને બજાવવું પડેછે. એમ થવાથી તે બિચારાં ટૂંક

મુદતમાં છુટ્ઠાં બની જાયછે અને માથે ફરનો રાનો રૂમાલ બાંધેછે, તેથી બીમાર જેવાં દેખાયછે. પ્રશિયામાં બધા આબરૂદાર ઘરના ગૃહસ્થો લશ્કરી સિપાઈગીરીને માટે કેળવાએલા હોયછે.

ખોરાકઃ—પ્રૂસ લોકોને બટાટાં બહુ ભાવેછે. તેઓ વળી દહીંને બટાટાં સાથે મેળવીને આપણાં દહીંવડાંના પેઠે બનાવેછે. વળી, તેઓ બીર–દારૂની રાબડી બનાવેછે. તેમાં ઇંડાં, મલાઈ, તેજાનો, ખાંડ, બેદાના દ્રાક્ષ અને બીજો મેવો નાખેછે.

તેમને બુદ બહુ પસંદ છે; પણ ગરીબ લોકો એટલા પૈસા ખરચીને રોજ પી શકે નહીં તેથી એક જાતના ઝાડના ફળનો રસ કાઢીને તેઓ પીએછે. તે ઘણો ખરો બુંદ જેવોજ લાગેછે અને વળી, ઘણો ગુણકારક છે. તેઓ એ ફળને થોડી વાર એમને એમ રહેવા દેછે; પછી તેના ઝીણા ઝીણા કટકા કરેછે અને છેવટ તેને સેકીને દળી નાખેછે.



## બર્લિન.

પ્રશિયાનું મુખ્ય શહેર બર્લિન છે. તે રેતાળ મેદાન ઉપર બાંધવામાં આવ્યું છે. તમે જાઓ એટલે પાંચ દરવાજાવાળો એક ઘણો સુશોભિત દરવાજો આવેછે. એવો સરસ દરવાજો યૂરપમાં કોઈ ઠેકાણે નથી. એ દરવાજાને પાંચ કમાનો છે; તેમાં વચલો દરવાજો બીજા બધા કરતાં પહોળો છે, અને તેની બને બાજુએ બે બે નાના દરવાજા આવેલા છે. વચ્ચેનો મોટો દરવાજો રાજાને તથા પાદશાહી કુટુંબને જવા આવવા માટે છે. બીજા બે દરવાજા લોકોને પગપાળા જવા આવવાને અને બાકીના બે ગાડીઓની આવ જાને વાસ્તે છે. ગાડીઓને જવા આવવાને વાસ્તે એમ બે દરવાજા શા માટે કર્યા હશે ? તેનું કારણ એ છે કે એક દરવાજો ગાડીઓને બહાર જવાને માટે છે અને બીજો દરવાજો ગાડીઓને અંદર આવવાને માટે છે; તેવીજ રીતે એક દરવાજો માણસોને બહાર જવાને અને બીજો અંદર આવવાને વાસ્તે છે. એમ થવાથી કોઈ કોઇને સામસામી અથડાઅથડી થવા પામતી નથી.

તમે દરવાજામાં પેસો એટલે એક ઘણો સરસ મ્હોલ્લો આવે

જી- એવો મઝેનો મ્હોલ્લો આખા યુરપનાં ગામેગામ ખોળી વળો, પણ જડશે નહીં. શાહ-માર્ગની વચ્ચોવચ્ચ જૂદી જૂદી જાતના ઝાડોની હાર આવી છે એ ઝાડોની ઘટા નીચે થઇને માણસોને જવા આવવાનો રસ્તો રાખ્યો છે, અને સામસામી બાજુ ઉપર ઘોડા-ગાડીઓ જવાનો માર્ગ છે. એ રસ્તા ઉપર જે મકાનો અને હવેલીઓ છે, તેમા મોટા મોટા અમીર ઉમરાવ રહેછે એ મ્હોલ્લો લગભગ અર્ધો ગાઉ લાંબો છે. તે પૂરો થાયછે એટલે રેતીનો એક મોટો ચોક આવેછે. તેમા ઘાસનુ એક તણખલું સરખું પણ હોતું નથી. તેની એક બાજુએ પાદશાહનો મહેલ છે. હવે યાદ રાખજો કે જે પ્રશિયાનો રાજા કહેવાયછે. તેજ વળી જર્મનીનો સહેનશાહ પણ છે

આટલુ જોયા ઉપરથી બર્લિન ઉપર તમે મોહી જતા નહીં. ઠેકાણે ઠેકાણે ખાઈઓ અને ખાળ-કૂવા છે તેની વાત તો મેં તમને કહીજ નથી એવી ગંધાતી રાજા જેનાના મહેલ પાસે પણ જોવામા આવેછે, તો પછી આખા શહેરમા હોય, તેમા શી નવાઈ? એ મેલા, કાળા, ગંધાતા ખાળ-કૂવા અને ખાઈઓમાથી ઉના ળાના ગરમ દહાડામા એવી તો બદબો નીકળેછે કે એ શહેરમા રહેવાનુ આપણને મનજ ન થાય. પ્રશિયન લોકોને આ ગંદકીનુ ભાનજ નથી. તેઓ તો ઉલટા એમ કહેછે કે, કોઈ પણ શહેર ગંદકી વગરનુ હોય કે ? એ શહેર પાસે જે નદી છે, તે પણ કુતરાને કાદવમા નહાવાના ખાડા જેવી છે. સ્પ્રી નદીનો પ્રવાહ બહુજ ધીમો છે. પાણી વહેતું હોય, એમ તો દેખાયજ નહીં. વળી, પાણી પણ ઊંડા નથી. મુશ્કેલીથી હોડીઓ તથા વહાણો તરતા રાખી શકાય છે, એટલું છતા પણ એ નદી છેક નકામી નથી; કારણકે પરદેશથી ઘણા વહાણ અને આગબોટો માલ ભરીને એ ઠેકાણે આવેછે. મારે તમને કહેવાની જરૂર નથી કે, એવી કાળી, મેલી નદીથી અને ગંદા ખાળ-કૂવાથી માણસોની તનદુરસ્તી બગડેછે અને તેથી લંડન જેવા મોટા શહેરમા માણસો મરેછે, તેના કરતા બર્લિનમા વધારે મરણ નીપજેછે.

તમને ડગલે ડગલે લશ્કરી સિપાઇઓ મળેછે. દારૂના પીઠાંમાં

તેમની ભારે ભીડ થાયછે. એ પીઠાનાં મકાન ઘણાં ખૂબસુરત છે. તેની દીવાલો ઉપર અરીસા જડી દીધેલા હોયછે, અને ઉપર છજા-માંથી સુંદર રોશનીનાં ઝુમર સળગતાં લટકાવી દીધાં હોયછે; મૂરખ માણસોને વળી લાલચમાં ફસાવવાને ચોમેર ફરતા રંગ બેરંગી સીસાની હારો ગોઠવી દીધેલી હોયછે. એ સિપાઇઓને રોજના ફક્ત બે આના પગાર મળેછે. તેઓ આ ઠેકાણે બાપડા બેવકૂફ બનીને પોતાની પાસે થોડા પૈસા હોયછે, તે ખરચીને ખુવાર થાયછે.

---

## પૉટસ્ડામ.

બર્લિનથી દશ કોશ ઉપર પૉટસ્ડામ શહેર છે. એ ઘણું સ-રસ છે. લોકો આગ-ગાડીમાં બેસીને ત્યાં જાયછે. પળવારમાં તો તેઓ લીલાં જંગલ અને લીલોતરીવાળા ડુંગરોમાં અને લહેરો મારતી મીઠાં અમૃત જેવાં પાણીની નદીના કિનારા પાસે આવી પ-હોંચેછે. એ ડુંગર ઉપર ઘણા સરસ મહેલો બાંધેલા છે. જેને જોવા હોય, તે જઇને જુએ. એક બગીચાવાળા મહેલનું નામ 'સાં-સૂસી' છે, એ શબ્દના અર્થ પ્રમાણે તો એ મહેલ ફિકરચિંતા વિનાનો, સુખકારક હોવો જોઇએ.

આમાંના એક મહેલમાં દીવાલો ઉપર પાંદડાંના ઘણા હાર લટકતા જણાયછે. રાજા તથા રાણીની વરસગાંઠને દહાડે લોકોએ પોતાનું હેત દેખાડવાને એ ભેટો આપેલી, તે સાચવી રાખવામાં આવી છે.

જર્મનીમાં એવો ચાલ છે કે ધણી-ધણીઆણીનું જોડું પ-ચીશ વરસ સુધી દમ્પતી-સુખ ભોગવે, ત્યારે તે લગ્નની તિથિ ઉપર તેઓ જ્યાફતો કરેછે. તે દિવસને એ લોકો 'રૂપેરીલગ્નનો દિવસ' કહેછે. એવુંજ સજોડ-સુખ પચાસ વરસ સુધી કોઈ દમ્પતી ભોગવે, તો તે તિથિએ પચાસ વરસ પૂરાં થતાં તેઓ મોટો આ-નંદ-ઓછવ કરેછે. તેને તેઓ 'સોનેરી લગ્ન-દિવસ' કહેછે. આ સહેનશાહના દાદા તથા દાદીએ તેમના 'સોનેરી લગ્નનો દિવસ' સારી રીતે પાળ્યો હતો. બધા દેશમાં ઓચ્છવ થઈ રહ્યો હતો; આતશ-બાજીઓ ઠેકાણે ઠેકાણે છૂટી હતી અને ઠામ ઠામ જ્યાફતો

અને ભીજમાનીઓનો ભાગ નહતો. વળી તે દહાડે ઘણા બંધીવા-
નોને છોડી મૂકવામા આવ્યા હતા.

આચારચલગત —પ્રશિયન લોકો જર્મન લોકોના જેવા છે. ખરે-
ખરૂ જોઇએ તો તેઓ જાતના જર્મનજ છે. ઑસ્ટ્રિયન લોકોને
જવુ આવવુ અને જયાફતો કરવી ગમેછે, તેવી રીતે પ્રૂસ લોકોને
બહુ મીજબાની કે મળવુ હળવુ ગમતુ નથી. તેમને ગાયન ગમેછે,
પણ તેની સાથે વળી તેમને પુસ્તકો વાચવા ઉપર પણ પ્રીતિ છે.
બધા માણસો, ગરીબ અને તવંગર, સૌ તમાકુ પીએછે. બાપનું
જોઇને છોકરાઓ પણ આ ગંદું વ્યસન કરતા મડી જાયછે. ગૃહસ્થો
અને તેમની સ્ત્રીઓ બહુ સભ્ય હોયછે અને સામાને સારૂ લાગે
તેવુજ કહેછે. પ્રૂસ લોકો તેમનો પૈસો સાચવવામા ઘણા શાણા
અને કાળજીવાળા હોયછે.

પેદાશ —પ્રૂસ લોકો તોપો બનાવવાને માટે પ્રખ્યાત છે તે-
મણે નવનવી જાતની તોપો તથા બંદૂકો બનાવવા માડી છે. એક
જાતની બંદૂકને તો અંગરેજીમા નીડલ-ગન એટલે સોય-બંદૂક
અથવા સોય-તોપ કહેછે. વળી ખીજી ક્રપ તોપનું મોટુ કારખાનું
વેસ્ટફેલિયા પ્રાતમા મન્સ્ટર શહેરના પાસે છે, તે આખા દેશમાં
જોવા જેવુ છે.

વળી, પ્રૂસ લોકો સુંદર ચીનાઈ વાસણો બનાવેછે. તે પરદે-
શમા બહુ વખાણાયછે. વળી, તેઓ સ્ત્રીઓને માટે ગળે રાખવાના
લોઢાના ટૂંપીઆ અને હાથે પહેરવાના કંકણ બનાવેછે. તેઓ
લોઢાના કરેછે, તેથી તમારા મનમા કદાચ્ એમ આવશે કે તે
ઘરેણા સારા, શોભિતા નહીં દેખાતા હોય, પણ તેમ નથી. તે મ
જેના લાગેછે, અને લોઢા જેવી ધાતુ મોટા મોટા પૂલ બાધવામા
વપરાયછે, એટલે એ ઘરેણા મજબૂત પણ બહુ બનેછે.

પ્રશિયામા વળી આંબરના સુંદર ઘરેણા બનાવેછે. એ ચીજ
ખૂબસુરત પીળા રંગની હોય છે તે બૉલ્ટિક્ સમુદ્રના કિનારા ઉપ-
રજ માત્ર મળી આવેછે. તોફાન સમ્યા પછી મોઈ કોઇ વાર સૅ-
કડો રતલબધ આંબર કિનારા ઉપરથી ઉચકી લેવામા આવેછે

પ્રશિયાના એક ભાગમા શણ ઉગેછે. લા બૈરા રેગીએથ

કાંતતાં નથી, પણ આપણા ગામડાના પટેલીઆઓની પેઠે હાથમાં ચકરી રાખેછે અને હરતા ફરતાં જાયછે અને શણ કાંતતાં જાય છે. તેઓ શણનાં સુંદર કાપડ બનાવેછે.

પ્રશિયામાં દ્રાક્ષ થાયછે; તેમાં પણ ર્‍હાઇન નદીના કાંઠા ઉપર તો બહુજ થાયછે. ત્યાં તેનો ઘણો સરસ દારૂ બનાવવામા આવેછે.



## ઑસ્ટ્રિયા.

પ્રશિયાની દક્ષિણમા સીધા ચાલ્યા જાઓ, એટલે ઑસ્ટ્રિયા દેખાશે. ઉત્તરમાથી રશિયા એની પૂર્વમા છે હંગરી અને તુર્કસ્તાન દક્ષિણમા છે, અને નાનું સ્વિટ્ઝર્લાંડ તથા ઇટલી પશ્ચિમમા છે એ રાજ્ય ઘણા જૂદા જૂદા દેશો મળીને થએલું છે. તેના ઉપર એક રાજા રાજ્ય કરેછે. તે ઑસ્ટ્રિયાનો સહેનશાહ કહેવાયછે.

એ દેશમા ઘણી જૂદી જૂદી જાતના માણસો રહેછે, અને તેઓ જૂદી જૂદી ભાષાઓ બોલેછે તેમા ઘણે ઠેકાણે જર્મન ભાષા બહુ સાધારણ રીતે બોલવામા આવેછે

ઑસ્ટ્રિયાની પૂર્વે રળિયામણા પર્વતો આવેલા છે, તેને કાર્પૈથિયન પર્વત કહેછે એ દેશના બીજા ભાગોમા મોટા મેદાન અને જબરી નદીઓ આવેલી છે એક નદીનું નામ ડાન્યૂબ છે આખા યૂરપમા સૌથી મોટી નદી વૉલ્ગા છે તે રશિયામા આવેલી છે તેનાથી ડાન્યૂબ બીજે દરજ્જે છે સરોવરો, નદીઓ, પહાડો, જંગલો, અને દરેક જાતની કુદરતી શોભા ઑસ્ટ્રિયામાં આવી રહી છે ઘણી જગાએ તો ધાતુના વળામા થઇને વહેતા ગુણકારક પાણીના ઝરા નજરે પડેછે કેટલાક ઝરણોમા સાહું, મોળા અથવા ક્ષાર ભળેલા હોયછે માંદા માણસો સાજા થવાને આવા ઝરણ પાસે આવીને રહેછે, તેમા કેટલાએક ઉના હોયછે, અને કેટલાએક ટાઢા હોયછે, કેટલાએકના પાણી નિર્મળ અને ચળકતા અને જોતા વારમા ગમે એવા હોયછે, અને કેટલાએક તો માત્ર કાદવ કીચડથીજ ભરેલા હોયછે તેમા દરદીઓને ઘણી વાર સુધી બેસવુ પડેછે એમ કરવુ તમને તો ગમે નહીં બીજે ઠેકાણે લોકો એવા ઝરણમા નહાયછે, તેમાનુ પુષ્કળ પાણી પીએછે, અને સાજા નરવા થાયછે

મોડમાથી સાજા થવાનો એક ઉપાય તો એવો છે કે તે તમને ગમશે ખરો, ખુલી હવામા બેસવુ દ્રાક્ષ ખાઈ ખાઇને અથવા દૂધ પીને સાજા થવુ, એ કોને ન ગમે? ઉના ખારા પાણી પીવાના કરતા આ ઉપાય વધારે સારો છે કેટલેક ઠેકાણે આ પ્રમાણેના ઉપાયોજ દરદીને સાજા કરવા માટે અજમાવવામા આવેછે આ

બધા ઝરણમાં કાર્લ્સબૅડ સૌથી નામીચો છે. એમાંનું એક ઝરણ તો એવું ગરમ છે કે તેમાંથી હમેશાં વરાળના ગોટેગોટ ઊંચે ચઢેછે. તમે જો તેમાં લાકડાનો એક કટકો નાખો, તો તરતજ તેના ઉપર ચૂનાનું પડ ફરી વળેછે, અને આખો કટકો તદન ધોળો થઈ જાયછે. આ પાણી પીવાને જ્યાબંધ માંદા લોકો કાર્લ્સબૅડ આવેછે. ત્યાં તેઓ જલદીથી સાજા થઈ જાયછે, અને પાંછા જુવાન જેવા બની જાયછે. એવી વાત ચાલેછે કે એક પાદશાહ શિકાર કરવાને નીકળ્યો હતો, તેણે આ ઝરો શોધી કાઢ્યો.



## આડેલ્સબર્ગની ગુફા.

ઑસ્ટ્રિયામાં એક મોટી કુદરતી અજાએબી છે તેની એક વાત હું તમને કહુંછું. ઇલિરિયા પ્રાંતમાં એક પ્રખ્યાત ગુફા છે, તેને આડેલ્સબર્ગની ગુફા કહેછે. તે એક પહાડની તળેટીમાં આવી છે. તેમાં મોટા મોટા ઓરડાઓની હાર લાગી રહી છે, તેનાં બારણાં એક બીજામાં પડેછે. એ ઓરડાઓમાં એક સૌથી મોટો છે, તે ૬૭૦ ફૂટ લાંબો છે. એક બીજો ઓરડો છે, તે રાજાના નાચ રંગનો ઓરડો કહેવાયછે. તે ચારશેં ફૂટ લાંબો અને સો ફૂટ ઉંચો છે. ઉપર છાપરામાંથી અને આસપાસની દીવાલોમાંથી શિલારસ બહાર ઝમીઝમીને મોટા મધપૂડાની હાર બંધાઈ ગઈ હોય, તેમ દેખાયછે. તે મોટાં ઝૂમર જેવા દેખાયછે. કોઈ કોઈ વાર મુસાફરો આ ગુફા જોવાને આવેછે, ત્યારે તેઓ તેમાં રોશની કરાવેછે, અને આ ઓરડામાં પણ સુંદર દીવા પ્રગટાવેછે. આ ગુફાની વચ્ચોવચ્ચ એક નદી જોસથી ઝડપબંધ વહી જાયછે. અંધારામાં થઈને વહેતા પાણીમાં પેલા બધા દીવાનું પ્રતિબિંબ પડવાથી જાદુઈ દેખાવ થઈ રહેછે, અને મનમાં એક જાતનો ભય ઉપજેછે. આ નદીમાં એક જાતની ઘણી નાની માછલી થાયછે. તે હમેશાં અંધારામા રહેવાથી આંખે નહીં જેવું દેખેછે. આ ગુફાઓમાં એક ગાઉ સુધી તમારે જવું હોય તો જઈ શકાયછે. મુસાફરો એમાં કોઈ દિવસ એકલા જતા નથી, પણ સાથે ભોમિયા

અને બળતી મસાલો રાખેછે ઘણી મુદ્દત ઉપર એક વેળા એક મુસાફર ભોમિયાને લઇને અંદર ગયો હતો, તેને માથે ભારે વીતી કાંઈ અકસ્માત્ બનવાથી તેમની મસાલ ઓલાઈ ગઈ; અને આ રાક્ષસી ગુફાઓમાંથી અંધારાને લીધે તેમનાથી બહાર નીકળી શકાયું નહીં, તેથી તેઓ અંદરને અંદર મરી ગયા.

રાજ્ય — ઑસ્ટ્રિયા ઉપર એક હાલનો, ભલો પાદશાહ રાજ્ય કરેછે અઠવાડિયામાં એક દિવસ મુકરર કરેલો હોયછે, તે દહાડે ગમે તેવા ગરીબ માણસને કંઈ ફરિયાદ કરવી હોય, તો તે છૂટથી અરજ–હેવાલ કરી શકેછે તે પ્રથમ જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેને માથે મોટું વાદળ ચઢી આવ્યું હતું તેની રૈયતમાંથી ઘણા લોકોએ તેની સામા બળવો ઉઠાવ્યો, પણ હવે તો સઘળે સલાહસંપ અને શાન્તિ છે તેને રાજ્ય કરતાં પચાસ વરસ પૂરાં થયાં, ત્યારે તેના માનને માટે લોકોએ મોટો તમાશો કરવાની મરજી બતાવી પણ તેણે જવાબ દીધો કે, 'ના ના, એવી રીતે દારૂ ઉપર દેવતા મૂકીને પૈસા ઉડાવી દેવા અને ખોટા તમાશામાં પૈસા ફેંકી દેવા, તેના કરતાં ભાઈ પરોપકારનું લોકોપયોગી કામ કરવામાં તમે પૈસા ખરચો, તેથી હું વધારે ખુશી થઈશ'. ઑસ્ટ્રિયાના દરેક ભાગમાં ઘણા મોટા મોટા અમીરો છે, તેમને રહેવાને ભપકાદાર હવેલીઓ છે, અને એમની પાસે ઘણી દોલત છે ઑસ્ટ્રિયાના લોકો ઘણે ભાગે રોમન કાથોલિક ધર્મ પાળેછે



## વિયેના.

આ શહેર ઑસ્ટ્રિયાની રાજધાની છે જેમ આપણાં શહેરોને ફરતો કોટ હોયછે, તેમ આગળ એક વાર વિયેનાને ચોમેર ફરતો કોટ હતો એ શહેરને દુશ્મનોએ ઘણી વાર ઘેરો ઘાલ્યો હતો એક વખત* તુર્ક લોકોએ તેને ઘેરી લીધું હતું, અને તેને કબજે કરવાની તૈયારીમાં હતા એ કાળમાં જ્યારે લડાઇમાં તુર્ક લોકો કોઈ પણ શહેરને તાબે કરતા, ત્યારે તેઓ તે ગામના બધા મરદોને કાપી નાખતા, અને બૈરાં તથા છોકરાંને પકડીને ગુલામ તરીકે પોતાના

* ઈ. સ. ૧૬૬૩

દેશમા લઈ જતા; તેથી વિયેનાના લોકો આ વખત મહા સંકટમાં આવી પડ્યા હતા, પણ એટલામા પોલાંડનો બહાદૂર રાજા તેમની મદદે આવ્યો, અને તેણે તુર્ક લોકોને હાંકી કાઢયા, તોપણ વિયેનાના લોકોએ તુર્ક લોકો પાસેથી કૉફી પીવાની ટેવ પાડી છે. યૂરપમા કૉફીની પહેલી દુકાન બસેં+ વરસ ઉપર આ શહેરમા ઉઘાડવામા આવી. ત્રીશેક વરસ ઉપર આપણી મુંબાઇ સરકારે મુંબાઇને ફરતો કોટ હતો, તે તોડી પાડ્યો, તે પ્રમાણે વિયેનાનો કોટ પણ હવે તોડી પાડવામા આવ્યો છે, અને તે ઠેકાણે એક સુંદર 'ચક્કર–મ્હોલ્લો' બાંધવામા આવ્યો છે એ મ્હોલ્લાને ચક્કર–મ્હોલ્લો કેમ કહેતા હશે, તેનુ કારણ તમે કળી શકોછો? તેનુ કારણ એમ છે કે, એ જૂના શહેરની આસપાસ એ મ્હોલ્લાએ વીંટીની પેઠે ફરતુ ચક્કર દીધુ છે, તેથી કરીને ચક્કર–મ્હોલ્લો કહેવાયછે. જૂના શહેરમા શેરીઓ બહુ સાંકડી અને વાંકીચૂંકી છે, પણ આ ચક્કર–મ્હોલ્લામા તો સુંદર, સીધી, પોળી શેરીઓ છે, તેમા ભભકાદાર મકાનો અને બાગબગીચા, કીર્તિ–સ્તંભો, શોભાયમાન દેવળો અને જાહેર મકાનો દીપી રહ્યા છે એ ઠેકાણે લોકો તનદુરસ્તીમા અને સુખમા રહી શકેછે. ઉંચી ઉંચી દીવાલોના કોટમા રહેવુ સારૂ નથી, પણ નવા શહેરને સુધારવાને માટે વિયેનાના લોકોએ નહેર બનાવીને તેમા ડાન્યૂબ નદીનુ પાણી શહેરમા આણ્યું છે વળી તેમણે નદી કાંઠે વહાણોને લંગર કરવાને ચાર ગાઉ લાંબુ બંદર બનાવ્યુ છે. આ ઉપરથી તમારા સમજવામા આવશે કે વિયેના કેવુ મોટુ અને ધનવાન શહેર છે. આખા યૂરપમા એ સોથી આનંદી અને ફક્કડ શહેર કહેવાયછે લોકોને નાચરંગ જોવા તથા ગાનતાન સાંભળવુ ગમેછે; તમાશા જોવા જવાનુ અને દરેક રીતે મોજમજા ભોગવવાનુ તેમને ગમેછે. પણ તેઓ વળી કામ કરવે પણ શૂરા અને ઘણા ઉદ્યોગી છે વિયેનાના લોકોને બીજી બધી વસ્તુ કરતા પ્રાટર બાગ ઉપર બહુ પ્રીતિ છે એ બાગ જેવો ખૂબસૂરત બાગ આખી દુનિયામા નથી એ બગીચો ખુદ પાદશાહનો છે, પણ તો જેને જવુ

---

+ઈ. સ. ૧૬૮૪.

હોયછે તેને જવા દેછે, અને પોતે પણ ત્યાં જાયછે. એ બાગ ઝાડ પાનથી ભરેલો છે, એટલુંજ નહીં પણ ત્યાં ઘણી દુકાનો છે. એ ઠેકાણેથી લોકો ખાવાપીવાની તરેહવાર ચીજો લેછે. એ શહેરમાં મ્હોલ્લાઓ ઘણા સાફ રાખવામાં આવેછે; પણ ત્યાંની હવા સારી નથી, કેમકે પૂર્વ તરફનો પવન બહુ ઠંડો વાયછે. એક દુકાનમાં તો વાંદરા અને પોપટ વેચાયછે; પણ વાંદરાને ગામમાં આણ્યા પછી ખાંસી અને શરદી થવાથી તેમાંના ઘણા મરી જાયછે. વિયેનામાં દુકાનો ઘણી સરસ છે; વળી એ શહેરમાં પંખા, ડાયળીઓ, દાબડીઓ, પેટીઓ, વગેરે ઘણી મજેની ચીજો કાગળની, ચામડાની કે રેશમની બનાવવામાં આવેછે; અને તેઓને યૂરપના બધા દેશોમાં વેચાવા મોકલેછે. વિયેનીસ લોકો ગાયનના શોખી છે; અને તેમના ગવૈયા તથા બજવૈયા આખી દુનિયામાં શ્રેષ્ઠ પદ ભોગવેછે. એ શહેરમાં ઘણા નામીચા ગવૈયા થઈ ગયા છે. એકનું નામ મોઝાર્ટ હતું. તે જ્યારે આઠ વરસનો બાળક હતો, ત્યારે તેણે એવું સરસ સંગીત બનાવ્યું કે, જેણે જેણે તેની પાસેથી તે સાંભળ્યું, તે દરેક જણ છક થઈ ગયો. તેણે બીજાં ઘણાં સુંદર સંગીત બનાવ્યાં છે. ત્યાં એક બીજો ગવૈયો થઈ ગયો, તેનું નામ હેઇડન હતું. તે એ શહેરમાંજ રહેતો અને અહીંઆંજ મૂઓ. તે જ્યારે ચોસઠ વરસની ઉમરનો વૃદ્ધ માણસ થયો, ત્યારે તેણે 'સૃષ્ટિની ઉત્પત્તિ'-ના વર્ણનનું એક સુપ્રસિદ્ધ સંગીત બનાવ્યું. તે જ્યારે ઘણો ઘરડો થયો, ત્યારે ફ્રેંચ લોકોએ વિયેના શહેરને ઘેરો* ઘાલ્યો. ફ્રેંચ સહેનશાહે પોતાના તોપખાનાના લશ્કરને સખ્ત હૂકમ આપ્યો કે, એ મહાન્ સંગીત શાસ્ત્રીના ઘર ઉપર કોઇએ તોપનો ગોળો છોડવો નહીં. એમ છતાં એમ કહેવાયછે કે, એ શહેર ઉપર તોપનો મારો ચાલવાથી હેઇડનને ધાસ્તીથી એવી તો ચમક લાગી કે, તેથી તે મરણ પામ્યો.

---

* ઈ. સ. ૧૮૦૯.

## ડાન્યૂબ નદી.

આ નદી ઘણીજ સરસ છે. આખા યુરૅપખંડમાં એ નદી રૂસ દેશમાં આવેલી વૉલ્ગા નદીથીજ માત્ર ઉતરતી છે. તે વિયેના-ના કોટ બહાર વહેછે, પણ એક નાનું નહેરૂં એ શહેરની વચ્ચો-વચ્ચ થઇને વહેછે. તેને વીન કહેછે, અને આ નહેરા ઉપરથીજ એ શહેરને જર્મન ભાષામાં વીન અને અંગ્રેજીમા વિયેના કહેછે.

ડાન્યૂબ નદીના કિનારા ઉપર આગળ એક વાર કેટલાએક બાજ્ઍન જેવા પ્રાણિઓ નજરે પડતાં હતા. આ નાના જાનવરો પોતાના દાતથી નાનાં નાના ઝાડને કરડી કરડીને કાપી નાખતા, અને તે વતી તેઓ પોતાને રહેવાનાં ઘર બાધતા. તે ઘરમાં તેઓ બે ઓરડા બનાવતા. એક તો પાણીની નજીકમાં અને બીજો સુકી જમીન ઉપર. તેમા તેઓ સુવા બેસવાનુ રાખતા. એમને પકડવા, એ ઘણું અઘરૂં કામ છે, કેમકે જો તેઓ જરા પણ અવાજ સા-ભળે, તો તરત પાણીમા ડુબકી મારી જાયછે એક ગૃહસ્થે તેમને પકડવાને ઘણી જાળો મૂકાવી; પણ માત્ર બેજ પકડાયા. એ વાત બાકીના બીજાએ સાભળી હશે, કેમકે પછીથી માત્ર એકજ પકડાયુ; બીજા બધા ત્યાંથી ચાલ્યા ગયા. તેઓ ક્યાં ગયા, તે કાંઇ જણાયુંજ નહીં. એ પ્રાણિઓને બીવર કહેછે. એ બિચારા નાના અને નિર્દોષ છે તેઓ ફક્ત ઝાડની છાલ ખાઇને જીવેછે. હવે ડાન્યૂબ નદીના કિનારા ઉપર બીવરનું નામ ન મળે, એ શુ દલગીર થવા જેવુ નથી? ।

સ્ટિરિયાના પર્વતો.—ઑસ્ટ્રિયા દેશના એક ભાગનુ નામ સ્ટિરિયા છે. તેમા ઘણા સરસ દેખાવના ડુંગર છે. તેમા શામ્વૉ નામના જંગલી જાનવરો થાયછે તે આપણા હરિણ જેવા હોયછે તેઓ ડુંગરના ખડકોમા કુદ્યા કરેછે. એ સુંદર પ્રાણિને પકડવાને શિકારીઓ પોતાનો વખત ગાળેછે. એક વેળા એક શામ્વૉ પોતાનાં બે બચ્ચા સાથે એક ઊંચા ખડકની ટોચ ઉપર એક નાના કોતરમા હતું, તેને એક શિકારીએ દીઠું. નાના બચ્ચા તેમની મા પાસે રમત ગમત કરતા હતા, અને તેમની પાસે કોઇ તેમને ઈજા

કરવાને આવતું જતું નથી, એવી ફિકરથી તે મા ચોકી કરતી હતી.

પેલો શિકારી પોતાના બંને હાથવતી એક ખડકને બાઝયો, અને એ સુખી કુટુંબ ભણી નિહાળીને જોવા લાગ્યો. માદાએ એને જોયો કે તરતજ તેના તર્ફે તે જુસ્સામાં દોડી અને પોતાનાં શિંગડાંવતી તેને ઠસોલી મૂકી નીચેની ખોમાં તેને પાડી નાખવાની મહેનત કરવા લાગી. તે પારધીએ પોતાના પગ વતી તેને પાછી હાંકી મૂકીને ધીરેધીરે પોતે પેલાં બચ્ચાંની પાસે જવા લાગ્યો. ગરીબ બાપડી શાર્મ્વા પછી પોતાનાં બચ્ચાં પાસે દોડી આવી, અને કોતરમાંથી નીકળીને તે ખડક ઉપર કૂદીને શી રીતે જવાય, તે તેઓને શીખવવા લાગી; પણ એ નાનાં બચ્ચાંનું હજુ ગોટલું ગજું નહતું કે તેઓ કૂદીને ખડક ઉપર જઈ શકે. હવે એ બિચારાંનું શું થશે? પેલો શિકારી તો પોતાની બંદૂક લઇને લપાતો લપાતો છેક પાસે આવ્યો. તે વેળાએ છેવટે તે માને એક હિકમત સૂઝી. તે પેલા કોતર અને ખડકની વચ્ચોવચ્ચ સામસામા પગ વળગાડીને એક પૂલની પેઠે આડી પડી. તેણે પાછલા પગ તે કોતરની કોર ઉપર રાખ્યા, અને આગલા પગ ખડકની કોર ઉપર લાંબા કરીને ટેકાવ્યા; અને પછી તે પોતાનાં બચ્ચાં તર્ફ પાછું જોવા મંડી. બચ્ચાં પણ માનો વિચાર તરત સમજી ગયાં. તેઓ બિલાડીની પેઠે હળવે રહીને કૂદીને મા ઉપર પડ્યાં, અને તરત પેલા ખડક ઉપર ચઢી ગયાં. પછી મા તથા બચ્ચાં પવનને વેગે નાસી ગયાં, અને પારધીની બંદૂકની ગોળી પણ ન પહોચે એટલે છેટે જતાં રહ્યાં.

એ કેવી હોશિયાર શાર્મ્વા હશે! અને એ માનુ બચ્ચાં ઉપર હેત પણ કેવું?! અરે, પોતાનાં બચ્ચાંને મરતાં બચાવવાને મા શું ન કરે?!

—~~—

## બોહીમિયા.

બોહીમિયા એ ઑસ્ટ્રિયાનો એક સુંદર નાનો પ્રાંત છે. પહેલા તો એ મુલકનો જૂદોજ રાજા હતો, પણ હવે તે ઑસ્ટ્રિયાના પાદશાહના તાબામા છે એ પ્રાંતને ચોમેર ફરતા ડુંગરા છે, તેથી તમારા મનમા કદાચ્ એમ પણ આવે કે જે દેશને એવા ડુંગરના કોટ મિલ્યા છે, તે કદી જીતાયજ નહીં. આપણે જમવામા થાળીઓ વાપરીએ છીએ, તેવો એ પ્રાંત થાળી જેવો છે, એટલે જેમ થાળીને ફરતી ઊચી ઊચી કોર હોયછે, અને વચલો ભાગ સપાટ હોયછે, તેમજ આ દેશને પણ ફરતો ભાગ ઉંચો ઊંચો છે, અને વચલો માહેનો ભાગ સપાટ છે એ તનદુરસ્ત મુલક છે, કારણકે તે ઊંચાણમા આવેલો છે, અને એ ઠેકાણે હવામા કે જમીનમા ભેજ રહે તો નથી જો તે વાડકાની પેઠે એ અંદરથી ઉંડાણમા આવ્યો હોત, તો તે રોગી દેશ થાત વળી, તેમા ભેજવાળા મેદાન નથી કે મોટા જંગલ નથી, તેથી શરદી થવા પામતી નથી વળી, ફરતા ડુંગરા છે, તેથી ઠંડો પવન પણ અંદર આવી શકતો નથી ઘણા લોકો અહીં સો સો વરસ સુધી જીવેછે, અને કેટલાએક તો એકસો ને પંદર વરસ સુધી જીવેછે.

એ દેશના જંગલમા એક જાતના લોકો રહેછે. તે રસ્તા ઉપર તબુંઓ ખોડીને તેમા હમેશા રહેછે. તે જીપ્સી લોકો કહેવાયછે. તેની વાત તમને પૃષ્ઠ ૮૨–૭૩ મે આવી ગઈ છે.

બોહીમિયામા તમે રસ્તા ઉપર થઇને જતા હો, તેવામા જંગલમાથી નાના નાના જીપ્સીઓ તમારી પાસે આવી લાગેછે. તેમની ચામડીનો રંગ ઘણો શામળો હોયછે. ડીલ ઉપર કદી કદી તેમણે પહેરયુ પટેરેલુ હોયછે. તે કપડું પણ તેમના શરીર જેવુ મલુ હોયછે. તેઓ કંઈ પૈસા મળવાની આશાથી તમારા આગળ આવીને કંઈ કંઈ ખેલ અને રમત ગમત કરેછે કોઈ કોઈ વાર તો એ લોકો ખેતરમા મજૂરી કરવા નજરે પડેછે.

જાતવરો—બોહીમિયા પ્રાંતમા રીંછ રહેછે, એવુ માન ૧ ઓરજ જંગલ છે એક ગરીબ માણસ ચાલ્યો જતો હતો, તેવામાં

તેણે એક ગીઝનું બચ્ચું જમીન ઉપરના ઘાસમા રમતું દીઠું. તેણે તેને ઉંચકી લીધુ, અને ઘેર લઈ જવા માંડયું; એટલામાં તેની માને દોડતી, ધસતી એકદમ તેની પાછળ આવતી તેણે જોઈ. તર તજ તે બચ્ચાને તેણે ભોય ઉપર નાખી દીધુ, અને મુઠીઓ વાળીને નસાય, તેમ તેણે નાસવા માંડયુ. તેણે બચ્ચું મુકી દીધા છતા, તે માદા એવી તો રીસે બગડી હતી, કે તેનો તેણે કેડો મુકયો નહીં. તે રીંછણ તેને જલદીથી પકડી પાડત, પણ સારા નસીબે તે માણસ એક ખેતરના ઝાપા આગળ આવી પહોચ્યો; તેમા થઈને તે પટેલના ઘરમાં ભરાઈ ગયો, તેથી બચ્યો. તે બાપડાના પેટમા એવી તો ઉંડી ફાળ પેસી ગઈ કે તેના વાળ એ ફાળથી સફેદ થઈ ગયા, એમ કહેવાયછે.

પહેરવેશ અને દેખાવ—બોહીમિયાની બાઈડીઓ ઉંચી અને મજબૂત છે. તેમનું મ્હો ગોળ ગુલાબી રંગનું હોયછે. તેઓ સરસ રંગની ચોળીઓ પહેરેછે; વળી કોઈ બીજા ફકકડ રંગના જભ્ભા પહેરેછે, અને માથા ઉપર લાલ, પીળા કે આસ્માની રંગના ચળકતા રૂમાલ બાંધેછે.

ચાલચલગત—બોહીમિયન લોકો આનંદી સ્વભાવના છે તેમને ગાયન ઉપર ઘણો શોખ છે, અને તેઓ પોતાના હાથમા નાની નાની સુંદરીઓ રાખેછે. તેઓ મજૂરી કરીને ખેતરેથી પાછા ઘેર આવતા હોયછે, ત્યારે તેઓ સાથે સાથે, સૌ ભેળા ગાના ગાતા ચાલ્યા આવેછે તેઓને પૂછપાછ કરવાની ઘણી ટેવ હોયછે, અને કોઈ અજાણ્યો માણસ સામો મળે, તો તેને ઘણા સવાલ પૂછેછે. 'તમે કયાથી આવોછો? તમે કયાં જાઓછો? તમારા ઓળખાણુ પીછાણવાળાના નામ શું?' આવી રીતે સવાલો પૂછાયછે, તેનો તેમને કોઈ કોઈ વાર તો કશો જવાબજ મળતો નથી.

---

## પ્રાગ.

મોલ્ડો નામની નદી એ શહેરમા થઈને વહેછે. એ આપણી તાપી નદી જેટલી છે; પણુ તે શાંત નથી, કારણકે એક ઠેકાણે તે ઘણી ઝડપથી વહેછે. એમ કહેવાયછે કે એક વેળા પાણીનો

એક ધોધ હતો, તેને બોહોમિયન લોકો 'પ્રાગસ' કહેતા, અને તે ઉપરથી એ શહેરનું નામ પ્રાગ પડ્યું છે. મોલ્ડો નદી ઉપર એક પૂલ છે, અને તે પૂલ ઉપર ઘણી મૂર્તિઓ છે. તેમાંની એક મૂર્તિ પાસે ઘણા દીવા છે અને બીજીની સામા પાંચ દીવા બળેછે. પ્રાગમાં આપણે જોઇને ખુશી થઈ જઇએ એવાં કાચનાં વાસણો થાયછે. બોહીમિયા એવા વાસણોના કારખાના માટે પ્રખ્યાત છે. તે વાસણો ઉપર ખુશનુમા રંગ ચડાવવામાં આવેછે; તે હીરા અને માણેકની પેઠે ચળક ચળક થયા કરેછે. સીસા, પ્યાલા, અને સઘળી જાતનાં શણગારની પેઠે શોભી રહે એવાં વાસણો કાચનાં બનેછે. વળી એ શહેરમાં ટાઇકો બ્રાહી નામના મોટા ખગોળશાસ્ત્રીની કબર છે. તે ડેન્માર્કનો રહેવાશી હતો; પણ અજ્ઞાની તથા અદેખા લોકોએ તેને તેના વતનમાંથી કાઢી મૂકયો હતો. ઑસ્ટ્રિયાના સહેનશાહે તેને પોતાના રાજ્યમાં આશ્રય આપ્યો, અને તેના ગુજરાનને માટે સાલિયાણું બાંધી આપ્યું. એ પંડિત આ શહેરમાં મરણ પામ્યો હતો.



## હંગરી.

આબહવા —આ મુલકમા શિયાળામા બહુ ટાઢ પડેછે, અને તે ચાર મહિના સુધી ચાલેછે ઉનાળો પાચ મહિના પહોચેછે અને તેનામા તાપ ઘણો પડેછે લોકો એ ઉકળાટને ઘણા સુખીસુખે ખમી શકેછે, પણ તેથી દાણા સારા પાકેછે, અને દ્રાક્ષના ઝૂમખે ઝૂમખા લચી પડેછે

પ્રશિયાના કરતા હંગરીમા વિશેષ ગરમી રહેછે, કારણકે એ પ્રાતના સીમાડા ઉપર ઉચા પર્વતો છે, તેથી ઉત્તર તથા પૂર્વ તર્ફનો પવન અદર આવી શકતો નથી તમારા નકશામા જુઓ એ પર્વતને કાર્પેથિયન કહેછે યૂરપખડમા આલ્પ્સ અને પિરિનીઝ પર્વતો સૌથી વધારે ઉચા છે, તેથી ઉતરતા આ કાર્પેથિયન પહાડ છે

જે લોકો આ પહાડ ઉપર રહેછે, તે સ્વિસ લોકોની પેઠે ગાય તથા ઘેટા રાખેછે, અને તેના દૂધનું તેઓ પનીર બનાવેછે ઘણાક તો શિકારીઓ હોયછે, કેમકે એ ડુગરમા શાર્મો, સાબર એલ્ક, ગરૂડ અને બીજા શિકારી પ્રાણિઓ બહુ થાયછે

નદીઓ —હંગરીમા નદીઓ ઘણી છે તેમા પેની સુદર વાદળ-વર્ણી ડાન્યૂબ સૌથી મોટી છે તે આખા દેશમા થઇને, ઘણા શહેરોના ખેતરોને જળમય કરતી વહેછે થીસ નદીમા માછલા બહુ થાયછે. એ નદી મોઈ કોઈ ઠેકાણેજ વહાણ રહી શકે એટલી ઉડી હોયછે તેમા ઘણી વાર પૂર આવેછે અને મોટો મૂકીને પાણી બધે પથરાઈ જાયછે, તેથી ઘણુ નુકસાન થાયછે.

એ નદીના પૂરથી ઝેગેડિન નામનુ મોટુ શહેર તણાઈ ગયુ* આવો મોટો બનાવ બનવાથી પાદશાહને બહુ અફસોસ થયો અને પોતાની ગરીબ રૈયતને પોતાનાથી બની તેટલી મદદ કરી એક બીજી મોટી નદીનુ નામ ડ્રાવ છે. તે હંગરીની દક્ષિણમા છે.

સરોવર —એ પ્રાતમા બે મોટા સરોવર છે તેના પાણી ખારા છે એકનુ નામ બાલાટન છે તે ઘણુ સુદર સરોવર છે અને સ્વિટ્ઝર્લાંડમાં જે મોટામા મોટુ સરોવર છે, તેના કરતા એ બમણું મોટુ છે ઉનાળામા જેમ આપણા દેશમાથી સાહેબ લોકો ઠડી

* ઈ સ ૧૮૭૯.

બીજા પૈસાદાર લોકો દરિયા-કાંઠે બંગલામાં જઈને પડાવ નાખેછે, તેવીજ રીતે હજારો લોકો પોતાની તનદુરસ્તી સુધારવાને દર ઉનાળે -આ ઠેકાણે આવેછે. તેઓ આગબોટમાં બેસીને એ સરોવરમાં સહેલ કરેછે.

બીજા સરોવરમાં બધે બરૂ જ બરૂ ઉગી રહ્યાં છે. તે સરોવર જેવું દેખાતુ નથી; પણ એક ખારા જેવું દેખાયછે. તેને ન્યૂ સીડ્લર સરોવર કહેછે.

જંગલ:—પહાડ અને નદીઓ સિવાય હંગરીમાં જંગલ ઘણાં છે. એક જંગલ બધાં જંગલથી મોટું છે. તેને બાકનીનું જંગલ કહેછે. આખા યૂરૂપમાં તે સૌથી જૂનું અને જબરૂં છે.

વીશ વરસ ઉપર એ જંગલ એવું તો મોટું હતું, અને ઘટ હતું કે તેમાં થઈને લોકો જઈ શકતા નહીં. એમાં ચોર લૂટારુ લોકો છુપાઈ રહેતા, તેથી હું ધારૂંછું કે તમને એ જંગલ ચીરીને જવાનું મન નજ થાય, કેમ ખરૂં કે ? પણ હવે ત્યાં ચોર કે લૂટારાનું નામ નથી. એ જંગલમાંના કેટલાંએક ઝાડને કાપી નાંખ્યાં છે, અને એ જંગલની જમીનને ફરતી વાડ કરીને બંદોબસ્ત કરવામાં આવ્યો છે, તેથી હવે તમારે જવું હોય તો તમને બીક લાગે એમ નથી. એ જંગલનાં ઝાડ, ઘર અને બીજી ઇમારતો બાંધવાના કામમાં ઘણાં આવેછે.

બાકનીનું વન જોવા તમે જાઓ, તો ઝાડની ઘટા નીચે ઘણાં ભૂંડ ચારો ચરતાં તમારી નજરે પડશે. ઝાડ ઉપર ફળ પાકવા માંડે એટલે લોકો પોતાનાં પાળેલા હજારો ભૂંડને જંગલમાં ચરવા હાંકી મેલેછે. ત્યાં તેઓ જંગલી બનીને તોફાન મસ્તી ઉપર આવતાં નથી; પણ ખૂબ જાડા થતાં સુધી ત્યાં ને ત્યાં જ રહેછે, અને ખાયપીએછે. શરીરે પુષ્ટ થયા પછી તેમને વેચવાને જંગલમાંથી ગામમાં આણેછે.

જે માણસો આ ભૂંડોને ચરવા લઈ જાયછે, તેને ભૂંડના ભરવાડ કહેછે. તમે કદાચ્ એમ ધારતા હશો કે એમને ઘેટાં તથા બકરાંના ગોવાળ જેવું પુરા લાગે એવું કામ નહીં હોય. ભૂરરર ભૂરરર કરતાં ભૂંડને સાચવવા કરતા બેં બેં કરતાં બકરાં તથા ઘેટાંને

ચોટલાની પેઠે ઓળીને બરાબર કરીને રાખેછે. તેઓ ચાળી વરસના થાયછે, ત્યારથી તેઓ પોતાના માથાના વાળને વધવા દેછે
સ્ત્રીઓ પોતાના વાળને ઓળીને સાફ કરેછે, અને તે ગૂંથીને તેમાં એક ચળકતી રીત નાડાને ઠેકાણે ઘાલીને પાછળથી વેણીના જેવું અથવા ગૂંથેલા લાંબા ચોટલા જેવું કરેછે.

હંગેરિયન લોકોને ફકકડ કપડાં પહેરવાં બહુ ગમેછે. એ દેશના કેટલાએક ભાગમાં ગરીબ માણસો પોતાને માથે ટોપી હોય, તેમાં ખેતર અને વાડીમાંથી ફૂલ ચૂંટીને મોટા મોટા ગજરા બનાવીને પહેરેછે; કોઈ કોઈ વાર તો તેઓ હાથે કારીગરીથી ફૂલો બનાવીને પહેરેછે. આટલાં બધાં ફૂલોના લુમખા અને ઝૂમખા હજુ જાણે તેમને થોડા પડતા હોય, તેમ પોતાની ટોપીઓમાં મોરનાં અને શાહમૃગનાં પણ પીછાં ઘાલેછે. બૈરાં પણ અલબત્ત માથા ઉપર તોરા ચીઓ પહેરેછે. ચંચળ જુવાનીઆ માણસો નાચતી વખતે પગે રૂપાની અડ પહેરેછે, અને રૂપાનાં બોરીઆં તથા રૂપાની સાંકળીઓ શરીર ઉપર રાખેછે; તથા તેમના માથાના વાળ નાના નાના ગુચ્છા રૂપે તેમના ગાલ સુધી લટકતા રહેછે.

કેટલાએક પૈસાદાર લોકોના ગઢ તથા કિલ્લા એવા તો ભપકાદાર હોયછે કે, તેનો જોરો આપણા દેશમાંથી નીકળે નહીં. એક ઠાકોરને ચાળિશ કિલ્લા છે, અને તેમાંના એક કિલ્લાને મળવા આવનારની મુલાકાતને માટે ૩૬૦ ઓરડા છે. ગરીબ લોકો લાકડાંનાં અને કાચી ઇટનાં ઘર બાંધીને તેમાં રહેછે.

ઘણી મુદત ઉપર એ અમીર અને હાકેમો વેઠે કામ લેતા; એટલે અઠવાડીઆમાં બે દિવસ લોકોને તેમનું કામ મફત કરી દેવું પડતું. પણ એ રીત હવે ચાલતી નથી. તે વેળાએ હંગરી અને ઑસ્ટ્રિયા ઉપર રાજ્ય-સત્તા એક સરખી રીતે ચાલતી. પણ હવે બધા કાયદા બદલાઈ ગયા છે. હંગરીએ ઑસ્ટ્રિયાની સામા બળવો ઉઠાવ્યો, અને ઘણી મારામારી પછી એ તુલડને સમાવી દેવામાં આવ્યું. તે વેળાએ હંગેરિયન લોકો બહુ નાઉમેદ થયા હતા. પણ આ હાલના બાદશાહે નવા કાયદા બનાવ્યા; અને હંગરીએ

ને ઑસ્ટ્રિયાથી જુદું પાડીને તેને માટે ખાસ જૂદા કાયદા બનાવ્યા; તેથી એ લોકો હવે સંતોષ પામ્યા છે, અને એ રાજાની વફાદાર રૈયત તરીકે રહેછે. એ પાદશાહ હુંગરીમાં હંગરીનો રાજા કહેવાયછે.

એ હંગરીમા ઘણી સરસ નિશાળો છે; અને બધા છોકરાને નિશાળે ગયા વગર ચાલતુંજ નથી, એવી સૌને માથે સરકારે લોક-મરજીથી ફરજ નાખી છે.

પેદાશ —હંગરીમાં જેવી તરેહ તરેહની પેદાશ થાયછે, તેવી ભાગ્યેજ બીજા દેશોમા થતી હશે. અનેક જાતના જનાવરો, નાના વિધની વનસ્પતિ અને જૂદી જૂદી ખનિજની નિપજને માટે એ દેશ જાણીતો છે.

પ્રાણિઓ—હંગરીના ઘોડા ચાલવે ઘણા ઉતાવળા હોયછે. તેઓ શરતી-ઘોડા તરીકે ઘણા વપરાયછે. એક ઘોડાએ તેના ધણીને એટલી બધી શરતો જીતાવી આપી, અને તેથી તેને એટલું બધું ધન મળ્યું કે, તેથી તેણે એક મહેલ બંધાવ્યો; અને તેનું નામ **કિંકસેમ** પાડીને પોતાના **કિંકસેમ** નામના ઘોડાનું નામ કાયમ રાખ્યું.

એ દેશના દક્ષિણ ભાગમા ઘણાં પશુઓ ટોળાબંધ બધે ચરતા ફરતા નજરે પડેછે. બળદ અને ઘેટા તો હજારો હોયછે. એક મોટા અમીરને કોઇએ એક વાર પૂછ્યું, કે તમારી પાસે કેટલા ઘેટા છે? તેણે કહ્યું કે હું જાણતો નથી કે કેટલા છે; પણ તેમને સભાળવાને માટે મારે આઠસેં ભરવાડ રાખવા પડ્યા છે, એટલું હું જાણુંછું! એ ઢોર મૂઆ પછી તેનું ચામડું વેચવામા આવેછે. હંસ પક્ષીના પીછા તળાઇઓમા રૂને ઠેકાણે વપરાયછે.

નદીઓમા માછલા અને કેરચલા બેસુમાર થાયછે વળી શામ્વો, સાબર, હરિણ, સસના તીતર વગેરે અનેક જાતના, શિકાર કરવા લાયકના પશુ, પખી નીપજેછે

વળી જંગલી ડુક્કર, કોલા અને વરૂ પણ થાયછે. તેમાં વરૂ કોઈ કોઈ વાર ઘણું નુકસાન કરેછે, પણ હંગરીમા શિકારીઓનો

ટોટો નથી, તેથી લોકો એ જનાવરથી જેવા આગળ ડરતા, તેવ હાલ બીતા નથી.

વનસ્પતિઃ—હંગરીમાં તમાકુ, અનાજ જવ, ઘઉં, ચણ અને મકાઈ પુષ્કળ થાયછે. રસીલો, લીંબો, મીઠો મેવો પણ બહુ નિપજેછે.

યૂરપમાં સૌથી સરસ દારૂને ટોકે કહેછે. તે હંગરીની દ્રાક્ષનો બનેછે. વળી, બીજી પણ ઘણી જાતના દારૂ થાયછે. તે પણ લગભગ એવાજ સારા થાયછે.

ખનિજઃ—યૂરપમાંથી જે સોનું રૂપું નીકળેછે, તે ઘણે ભાગે હંગરીના પહાડમાંથી નીકળેછે. વળી એ ડુંગરમાંથી સઘળી જાતના કીમતી હીરા માણેક પણ હાથ લાગેછે. એક જવાહીર તો ફક્ત હંગરીમાંથીજ જડેછે. તરેહ તરેહના રંગનું ઝગારા મારતું સ્ફાટિક પણ એ પહાડમાંથી મળી આવેછે.

પ્રાચીન ખોલંડમાં જેટલો સિંધવ નીકળેછે, તેના કરતાં હંગરીમાંથી એટલો બધો નીકળેછે કે, આખા યૂરપના લોકોને તે પૂગે પડે. એની ખાણોમાં લોહું પણ છે; અને ધાતુનાં બળાંમાં થઇને પાણીનાં ઝરણ વહેવાથી, તેવાં ગુણકારક ધાતુનાં પાણી પણ મળેછે.

હંગરીમાં વિશેષે કરીને દારૂ, સાબુ અને તમાકુ પીવાની નળીઓ અથવા ચુંગીઓ થાયછે.

વળી હંગરીમાંથી અનાજ, દારૂ અને ઢુક્કર બહાર દેશાવરમાં જથાબંધ મોકલવામા આવેછે.



## બૂડા—પેસ્ટ.

એ હંગરીનું મુખ્ય શહેર છે. એ મોટું છે. તેમાં ગોભાગમાન મકાનો, દેવલો અને ચોક આરી રહ્યા છે. ડાન્યૂબ નદીનો પટ પહોળો છે. તે એ શહેરની વચ્ચોવચ્ચ થઇને વહેછે; તેથી એ શહેરના બે ભાગ નોખા પડી જાયછે. એ બે ભાગ તો આગળ એક વાર જૂદાં જૂદાં બે શહેર હતાં; તેમાં એકનું નામ બૂડા અને બીજાનું નામ પેસ્ટ હતું. પણ પંદર વરસ* ઉપર તે બેને એક કરી

* ઈ. સ. ૧૮૭૩.

દઇને તેનું નામ બૂડા-પેસ્ટ પાડયું. ડાન્યૂબ નદી ઉપર એક રોન- કદાર પૂલ બાંધેલો છે, તેથી એ બે શહેર એકમેક થઇ ગયાં છે. પૂલ ઉપરથી જે ઠેકાણે લોકો ઉતરેછે, તે જગા પણ બહુ સરસ છે. એ શહેરમાં વેપાર પણ સારો ચાલેછે. પરદેશથી તરેહ તરેહ- નો માલ ભરીને એ મોટી નદીમાં વહાણો ચાલ્યાં આવેછે. તે પછી પોતાનો માલ ખાલી કરીને એ શહેરનો માલ ભરીને લઇ જાયછે. એ લોકોને અંગરેજી માલ ઉપર ઘણી પ્રીતિ છે. વિલાયતી કાપડનો એક તાકો જોઇને કે લોઢાની સોયોથી ભરેલો એક કાગળ જોઇને તેઓ રાજી રાજી થઇ જાયછે.

હંગરીના રાજાઓને એ શહેરમાં રાજ્યાભિષેક કરવામાં આવેછે, એટલે ગાદીએ બેસાડવાની પ્રથમ ક્રિયા અહીં ક- રવામાં આવેછે.

નદીની જે બાજુ ઉપર બૂડા શહેર આવેલું છે, તે ઠેકાણે એક મોટો કિલ્લો છે. એ જગાએ ત્રણસેં વરસ ઉપર હંગરીના રાજાઓ રહેતા. સહેનશાહ બાનુ બૂડા-પેસ્ટની પાસે પોતાનો સુંદર મહેલ છે, તેમાં પોતાનો ઘણો વખત ગાળેછે. તે મહેલને ગડલો મહેલ કહેછે.

કોઇ પણ મુસાફર બૂડા-પેસ્ટ શહેરમાં જાય અને તેની મરજી એ જૂનો ગઢ જોવાની થાય, તો તેને ત્યાં જવાની રજા મળેછે. એ કિલ્લામા હંગેરિયન લોકો ઘણી કીમતી ચીજો રાખેછે. આઠસેં નવ- મેં વરસ ઉપર એ જગાએ સ્ટીવન નામનો રાજા થઇ ગયો. તે એ લોકોનો વહાલો રાજા હતો. તેનો એક હાથ તેમણે એ ઠેકાણે જાળવી રાખેલો છે. એ હાથની આંગળીઓ સોનાની વીંટી- ઓથી ભરી કાઢી છે. તેને એક લાલ મખમલના તકીઆ ઉપર મૂ- કેલેછે. વળી એ હાથ સિવાય સ્ટીવન રાજાનો સોનાનો મુગટ પણ ત્યાં રાખેલો છે. તે પટ્ટાભિષેક કરતી વેળાએ નવા રાજાને માથે મૂ- કવામાં આવેછે. એ મુગટ તો જાણે એમનું એક વહાલું માણસ હોય, તેવી રીતે એ લોકો તેના તર્ફ જુએછે. તેને કિલ્લામાં એક લોઢાની પેટીમાં રાખેછે. તે પેટી ઉપર પાંચ સીલ થાયછે. જે ઓ-

રડામા એ રાખેછે, તે ઓરડાને લોઢાના કમાડ કરાવેલા છે. તે ઉપર ત્રણ તો તાળાં પડેછે. વળી તેની ચોકી કરવાને જોડેના ઓરડામા હમેશા બે સિપાઇઓનો પહેરો રહેછે. એકના એક સિપાઇઓ પહેરો ભરી શકે નહીં, માટે વારા બદલવાને તે કામ સારૂ ચોસઠ સિપાઇઓને એ ઠેકાણે રાખવામા આવેછે.

હંગરીમા એક કરોડ ને સાઠ લાખ માણસની વસ્તિ છે એમા ઘણો ભાગ તળ હંગરીના લોકો છે, પણ બીજા કેટલાએક બહારની પ્રજામાથી આવીને વસેના છે તેવા નવ જાતના લોકો ત્યા વસેછે, તેથી ત્યા ધર્મ પણ જૂદા જૂદા પળાયછે.



# પોલાંડ.

એ દેશની ઉત્તરમાં બૅાલ્ટિક સમુદ્ર ઘૂઘવી રહ્યો છે; પૂર્વમાં તેને ખાઈ જનારો અને તેની સ્વતંત્રતાનો લૂટનાર રશિયા દેશ આવેલો છે; દક્ષિણમાં ઑસ્ટ્રિયા તથા તુર્કસ્તાનની હદ આવેલી છે, અને પશ્ચિમમાં પ્રશિયા છે.

તમે નકશામાં જોશો, તો જણાશે કે પ્રશિયા અને પોલાંડ જોડાજોડ છે. પણ તે બે વચ્ચે કેટલો બધો તફાવત છે!

પ્રશિયા તો પૈસાદાર છે, પણ પોલાંડ બાપડો નિર્ધન છે.

પ્રશિયા તો આબાદ અને આસુદો છે, પણ પોલાંડ બિચારો દુઃખી છે.

પ્રશિયા સ્વતંત્ર છે, પણ પોલાંડ તો પરતંત્રતામાં રહેછે.

પોલાંડમાં કોઈ રાજા નથી. એ દેશના ત્રણ કટકા કરી નાખીને ઑસ્ટ્રિયા, રશિયા અને પ્રશિયાએ તે માંહોમાંહે વહેંચી લીધા છે. આ બહુજ ભૂંડું કામ થયું છે. હવે તો માત્ર જે ભાગ રશિયાના તાબામાં ગયો છે, તેનેજ પોલાંડ કહેછે.

પોલાંડના રાજાના વાવટામાં મોટા, સફેદ ગરૂડનું ચિત્ર રાખવામાં આવતું. આગળ પોલાંડમાં જેટલા અમીર ઉમરાવ હતા, તેટલા યૂરપના કોઇ પણ દેશમાં નહોતા; પણ હવે તો તેમના મજેના, બપકાદાર કોટ કિલ્લામાંથી તેમને કાઢી મૂકીને દુનિયામાં રખડતા કરી દીધા છે, એટલે એ ગહેલો અને ગઢ ખાલી ખાવા ધાયછે.

દેશઃ—બધો પોલાંડ રેતાળ મુલક છે. તેથી તમે લાંબે પંથે ચાલ્યા જાઓ, તોપણ તમારા જોવામાં કાંઇ પણ સુંદર ચીજ આવશે નહીં. જ્યારે પવન જોરમાં વાયછે, ત્યારે રેતી ઉડીઉડીને તમારી આંખમાં અને મ્હોંમાં ભરાઈ જાયછે. કોઈ કોઈ ઠેકાણે તો જમીન ભીની ભેજવાળી અને ખારપાટનાં ફોડાંવાળી છે. તે ઉપર થઇને ગાડી ભાગ્યેજ ચાલી શકેછે. કોઈ કોઈ વેળા તો ઉંચાં પાતળાં ઝાડથી ભરેલાં મોટાં મોટાં જંગલો જોવામાં આવશે, તો કોઈ વેળા અનાજનાં ખેતર તમારી નજરે પડશે; પણ તેવાં ખેતરને વાડ હોતી નથી. જેમ આગળ રશિયાના પાઠમાં આવી

ગયું છે કે ત્યાં ઘોડાની ગરદન ઉપર ઘંટ બાંધવામાં આવેછે, તેમ અહીંઆં પણ એવોજ ચાલ છે.

જનાવરોઃ—જંગલમાં વરૂઓ અને વળી રીંછ પણ હોયછે. તેમને જોઇને ગરીબ બાપડાં હરિણ બીને નાસાનાસ કરી મૂકેછે. એ દેશમાં કેટલેક ઠેકાણે એવો ચાલ છે કે, કોઈ ગરીબ માણસ એકાદ વરૂને મારી નાંખેછે, તેને લઇને ગામમાં ઘેરઘેર કાંઈ ઇનામની આશાએ તે ફરેછે. કોઈ ઘેરથી મૂઠી લોટ મળે, તો કોઈ ઘેરથી ડુક્કરના ગાયેલા માંસનો કટકો તેને મળેછે. છેવટે, તે નાહરનું માથું તે ગામના વડા અધિકારીની પાસે તે મોકલેછે. તે ઉપરથી તેને કાંઈ જૂજ નાણું આપવામાં આવેછે.

પોલ લોકોને ઘોડાનો બહુ શોખ હોયછે. તેઓ ઘણા ઘોડા રાખેછે. કોઈ ગરીબ માણસ તો પોતાના ઝુંપડામાં પોતાનો ઘોડો અને પોને ભેડેજ રહેછે. હાથે ધસડવાની પૈડાંવાળી પીપો ત્યાં બહુ વપરાતી નથી; કારણકે પોલ લોકો આળસુ છે, તેથી એવી મહેનત હાથે કોણ કરે? તેઓ પોતાનો માલ ગાડાંમાં લઈજવા લાવવાની રીત રાખેછે. એ ગાડાં પણ એવાં ઢંગ વિનાનાં હોયછે. એક આખા લાકડાના કટકાનાંજ પૈડાં બનાવેલાં હોયછે. જેમ રમકડાંવાળી દુકાનમાં આપણે રમકડાં બનાવેલાં જોઇએ છીએ, તવી રીતના એ ગાડાં રમકડાં જેવાં હોયછે.

ગરીબ લોકો પણ પોતાને ઘેર ગાય રાખેછે. ગામની વચ્ચે એક ચોક હોયછે. ગામ બહાર ગાયો ચરવા ગઈ હોય, તે સાંજ પડે એટલે તે ટોળાબંધ ઘેર ચાલી આવેછે. બૈરાં અને છોકરાં ગાયોને ઘેર હાંકી લઈ જાયછે. હવે ઘેરઘેર એક એક ગાય બારણા આગળ ઉભી હોય, તેને તે બાઈ કે છોકરૂં દોહવા મંડી જાયછે. રાત પડે એટલે પેલી ગાયો પેલા ચોકમાં આવીને ઉંઘેછે.

ખોરાકઃ—ગરીબ લોકો ઘેર ગાય રાખેછે, તેથી તેમને દૂધ તો મળેછે, પણ તેમનું બીજું ખાવાનું જોઇએ તેવું સારૂં નથી. બટાટાં, કોબીજ અને જવનું ભડકું ખાઇને તેઓ રહેછે. જવનો દારૂ અને બીજો જલદ દારૂ તેઓ પીએછે. પોલ લોકો પણ બીજા ઘણા લોકોની પેઠે દારૂનો ભારે ચડસ રાખેછે.

એક દહાડો રાત્રે એક મુસાફર એક ધર્મસાળામાં પરાળની પથારીમાં પડ્યો હતો. તેણે ત્યાં માણસોને શિયાળાની ખરચી માટે કોબીજ ભરતાં જોયાં. તેઓ કોબીજને મેજ ઉપર મૂકીને કાપીકાપીને કટકા કરતા હતા. તેઓ તેના ઉપર ભાર મૂકીને અને કૂદી કૂદીને તેને દબાવીને બેસાડતા. તેમાંથી એક જણ તો એ બધો વખત તમાકુજ પીઆ કરતો અને એક બીજો વચ્ચેવચ્ચે સારંગી વગાડતો. એ લોકો કોબીજને પગવતે કૂંદી કૂંદીને વાસણમાં દાબી દેતા. એ ગંદી રીત પેલા મુસાફરને ગમી નહીં.

પોશાકઃ—ગરીબ માણસો પહેરણ જેવા ઉનના ઝભ્ભા પહેરેછે. તે પગ સુધી પહોંચે, એવા લાંબા હોયછે. તે ઢીલા હોયછે, અને રંગે ધોળા હોયછે. વળી, તેઓ કમરે ચામડાના પહોળા પટા રાખેછે. તેમના જોડા ચામડાના હોતા નથી પણ ઝાડની છાલના બનાવેલા હોયછે. તેમના માથાના વાળ છેક ખભા ઉપર લટકતા લાંબા હોયછે.

બૈરાં છેક પગ સુધીનો ચણીઓ પહેરેછે, અને તે ઉપર રેશમી ટૂંકા ઝભ્ભા પહેરેછે. તેને રૂઆંની ફરતી ઝૂલ મૂકેલી હોયછે. કેટલેક ઠેકાણે તો તેઓ આપણા બાવા અને સાધુ બ્રહ્મચારીના જેવી ટોપી પહેરેછે, તેને પછવાડેથી લાંબી લટકતી કિનાર હોયછે. વળી બીજે કેટલેક ઠેકાણે તો તેઓ તેમના લાંબા વાળને ગૂથેછે, અને માથે સફેદ રૂમાલ બાંધેછે; પણ જ્યાં જુઓ ત્યાં તેઓ ઘણા ગંદા રહેછે; તોપણ એટલું ખરૂં કે પોલ લોકોનો દેખાવ ખુશનુમા હોયછે. ઘણુંકરીને તેમની આંખો કાળી હોયછે, અને તેઓ કદે ઉંચા હોયછે.

હવાઃ—પોલાંડ દેશ ઘણો ઠંડો છે. તમે તમારા નકશામાં જોશો તો જણાશે કે હંગરીને ડુંગર લાગેલા છે, તેથી ઉત્તરનો ઠંડો પવન આવતો અટકેછે. તેવા ડુંગર આ પોલાંડને નથી; તેથી ઉત્તરના હિમ પ્રદેશનો પવન ઝપાટા બંધ ચાલ્યો આવેછે, તે એવા જોશથી કે બાપડા લોકોને ઘેટાંનાં ચામડાંના ઝભ્ભાથી પોતાનું ડીલ ઢાંકી દેવું પડેછે. એ દેશની નદીઓમાં પૂર આવેછે, અને તે ઘણી વાર રેલાઈ જાયછે, તેથી પોલાંડ ઘણો શરદ રહેછે. એમ છે

એટલે એ દેશ તનદુરસ્ત તો શી રીતે હોઈ શકે ? ના, નહીંજ. ઃ દેશમાં એક બૂરો રોગ થાયછે. તેવો આપણે નજરે દીઠો નથી કાને સાંભળ્યો પણ નથી, કેમકે આપણા દેશમાં તેનું બીજ નથી. 'પ્લિકા-પોલોનિકા' અથવા 'પોલિશ પ્લેગ' ના નામથી ઓળખાય છે. માણસને પ્રથમ માથું દુખવા માંડેછે અને તેના અવયવમાં દુખાવો થાયછે. થોડા દિવસ પછી તેના વાળ ચીકણા થઈ જાયછે અને તે એક બીજા સાથે વળગીને વળી જાયછે. ચામડી જાડી થા ખી ચહને સૂઝી જાયછે, એટલા ભાગને કાપી નાંખવાથી પણ કંઈ વળે નહીં. એમ કરવા જતાં તો વખને તે માણસનું મોત થાયછે. એ તો નવા વાળ ઉગે, ત્યાંસુધી તમારે ધીરજ રાખીને વાટ જોવી જોઇએ. તે પછી જૂના વાળને કાપી નખાય ખરા. કોઈ કોઈ વાર તો આ દુઃખદાયક રોગ માણસને ઉમરભર છોડતો નથી. જેઓ સફાઇથી રહેછે, તેમને તો ભાગ્યેજ એ ઉપદ્રવ થાયછે; તોપણ વખતે થઈ પણ આવે. એમ કહેવાયછે કે જેના વાળ આછા કાળા રંગના હોયછે, તેને એ રોગ લાગતો નથી.

યાહુદીઃ—બીજા બધા દેશ કરતાં આ દેશમાં યાહુદી લોકો વધારે રહેછે. તેઓ લાંબા, કાળા, મલમલના ઝભ્ભા પહેરેછે, તેથી અને તેમની લાંબી કાળી, ભળકતી દાઢી ઉપરથી એકદમ વર્તી કઢાય કે આ યાહુદી છે. તેમની આંખો સકરા જેવી હોયછે, અને નાક તેની ચાંચ જેવું હોયછે. તેમનો દેખાવ ફક્કડ છે, તેમના દાઉદ અને સુલેમાન રાજાઓ આગળ થઈ ગયા, તેમના જેવા એ લોકો મજેના દેખાવના છે.

જે યાહુદીઓ[1] પૈસાદાર હોયછે, તે પોતાને માથે ચકચકિત પાઘડીઓ અને ફેંટા બાંધેછે, તથા તે હીરા માણેકથી શણગારેછે. પણ બધા યાહુદી કંઈ પૈસાદાર નથી; કેટલાએક તો બિચારા બહુ ગરીબ અને દુઃખી છે. તેઓ નાના નાના ભંડકમાં રહેછે. યાહુદી લોકોને ઇસ્રાઈલ પણ કહેછે.

યાહુદી લોકો પોલ લોકોની પેઠે એદી નથી, પણ હરેક રીતે પૈસો પેદા કરવાની તજવીજ કરેછે. બધી વીશીઓ અને ધર્મશાળા-

[1] યાહુદી લોકોનાજ હાથમાં છે. તે બહુ ખરાબ હાલતમાં છે.

ના ઘોડા તથા ગાડાં મોટા એક ઢાળીઆમાં રાખેછે. તેને એક એક ઘર જેવું છે, તેજ એ ધર્મશાળા. તેમાં પેસવાનું એક નીબારણું છે. તેમાં કોઈ મોટા માણસને પેસવું હોય, તો માથું ડીલ નીચું નમાવવું પડે; નહીંતો માથામાં ઉપરની બારસાખ યા વિના રહે નહીં. કોઈ નાના છોકરાને કે છોકરીને તે બારનાં થઇને જવું હોય, તો વાંકા વળ્યા વગર જવાય. નીચે ભોંય ર ચેતરંજી કે સાદડી કશું પાથરેલું હોતું નથી; તેમ જમીન ઉપાટીઆં પણ જડેલાં નથી હોતાં કે છોબંધ હોતું નથી. ખુલ્લી ીન જેવી જમીન હોયછે. એકાદ ખૂણામાં કેટલાંક લાકડાંનાં પાાં હોયછે. તેમના ઉપર પરાળ રાખી મૂકેછે. એ સૂવા માટે છે. ાજ પછવાડે એક અંધારી ઓરડી પણ સૂવા માટે છે. તેમાં જેવે તો ગોલાં મેલાં ગોદડાં હોયછે, અને નાનાં મોટાં છોકરાં તેમાં વેલાં હોયછે. વીશીવાળો ડોસો આખો દિવસ દારૂ વેચતો હોયછે, આ અંધારાવાળા ઓરડામાં રાત્રે ઉજાગરો કરતો બેસેછે, અને દીવો પ્રગટીને પોતાના જૂના હિસાબની ચોપડીઓ ઉથલાવેછે.

કેટલાએક યાહુદીઓ તો મુસાફર લોકોને બહુ પજવેછે. તેઓ ા આવનારે માણસની પાછળ પાછળ ભમતા ફરેછે, મદદ કરવાને થાં મારેછે, અને તેમને ના કહીએ અને ચાલ્યા જવાનું કહીએ, તો યુ કેડો મેલતા નથી. એ લોકોનાં નાનાં નાનાં છોકરાં પણ એ. નથી. તેઓ સુંદર રમકડાં જેવી ચીજોથી ટોપલીઓ અને કંઆ ભરી ભરીને ફરતા ફરેછે; અને જે મળે, તેમને વેચાતાં લેને વિનવેછે. પોલ લોકો યાહુદી લોકોની સાથે અકડાઇથી ચાલેછે ને તોછડાઇથી બોલેછે; કેમકે તેઓ પોતાના મનથી એમ જા! છે કે આ ઈસ્રાએલ લોકો કરતાં આપણે વધારે સરસ છીએ. રે લોકોને આ દુઃખ ખમવાની ટેવ પડી ગઇ છે, તેથી તે તેઓ ણી ધીરજથી વેઠી લેછે.

ચાલચલગત.—પોલ લોકો ઘણા બહાદૂર છે. ઘણા પોલ લોએ પોતાના વહાલા દેશને પારકાના હાથમાં ન જવા દેવાને પેાાનાં માથાં આપ્યાં છે. એઓ જ્યાં જ્યાં જાયછે, ત્યાં ત્યાં તેઓ પેાાન દુઃખી દેશની વાતનો વિચાર કરવાને આતુર હોયછે. તેમને જૂદાં

જુદી ભાષાઓ બોલતાં ઝટ આવડી જાયછે. તેઓ ગાનતાન અને નાચરંગના ભારે રંગીલા છે. તેમને બીજા લોકો 'ગુમાની' કહેતા, પણ એ બિચારાઓનો ગર્વ ઘણો નીચો પડી ગયો છે, કેમકે ઘણાં પોલ લોકો હવે તો રશિયાના સહેનશાહની રૈયત થઈ ગયા છે, અને ઘણાઓએ પોતાની ફક્કડ હવેલીઓ, બાગ બગીચા અને ખેતર પાદર ખોઈ દીધાં છે.

અમીરો ગરીબ લોકો ઉપર ભારે જુલમ કરતા. કોઈ ગરીબ પાસે એકાદી ગાય હોય, તો તે પેલો અમીર ઉપાડી જતો. તેની રીસમાં તે ગરીબ પેલા અમીરનું એકાદ ઝાડ કાપી નાખતો. બધા પોલ લોકોમાં અમીર તેટલા અમીર અને બીજા બધા ફકીર જેવી હાલતમાં હતા. વેપાર ધંધો તો યાહુદી કે જર્મન લોકોજ કરતા. પોલાંડના ગૃહસ્થ લોકો તો ખાનદાનીના ગુમાનમાં કામ કે મહેનત કરે નહીં; એ કેવી મૂર્ખાઈ ભરેલી રીત સમજવી!

પોલ લોકો લુગડાં પહેરવાના ભારે શોખી છે. આખા યૂરૂપમાં એ જેવો ખૂબસુરત પોશાક પહેરતા, તેવો કોઈ બીજા લોક પહેરી જાણતા નહીં. પણ હવે તેમને એવાં કપડાં પહેરવાની મના થઇ છે. એમ છે તોપણ તેમનો બધો શોખ હજુ જતો રહ્યો નથી. હાલ પણ ગૃહસ્થોની ડોકમાં સોનાની સાંકળી અને સોનાનાં લોલક તથા સોનાનાં બોરીઆં તમારા જોવામાં આવશે. પોલ લોકો વાતના રસિયા હોયછે અને તેઓ ઘાંટા પાડી પાડીને વાતોના તડાકા મારેછે. તેમની આ ટેવને માટે તો તેઓ અભિમાન રાખીને કહેછે કે, જર્મન લોકોના મ્હોમાં જીભજ ક્યાં છે કે તેઓ વાત કરી શકે?

મીઠાની ખાણઃ—પોલાંડનો એક ભાગ ઑસ્ટ્રિયાના તાબામાં છે. તેમાં વીલિક્ઝા નામે ગામ છે. તેની પાસે મીઠાની એક મોટી ખાણ છે. તે ખરેખર ઘણો જોવા લાયક દેખાવ છે. એવી ખાણ તો આખા યૂરૂપમાં કોઈ ઠેકાણે નથી. ખાણમાં મીઠાનાજ દાદર કાપી કાઢ્યા છે. તેમાં ઉતરીને તે ખાણમાં જવાય; પણ કોઇ બાળકને જવું હોય, ત્યારે તો તેને ટોપલામાં બેસાડીને દોરડાવતી તેને અંદર ઉતારવું જોઇએ. તમે અંદર ઉતરીને ફરવા માંડો, એટલે એક ઓરડા પછી બીજો અને તેમાંથી ત્રીજો એમ આવતાજ જાય.

છે; અને તે અકેકો ઓરડો દેવલ જેવો મોટો છે. એ મીઠું પીળા રંગનું નથી, પણ ઝાંખા કાળા રંગનું છે. તેમાં સફેદ વળો જોવામાં આવેછે. પણ જ્યારે મીણબત્તીઓ પ્રગટાવવામાં આવેછે, ત્યારે આ કાળુ મીઠું ચળકી નીકળેછે. ત્યાંના માણસો હાથમાં બત્તીઓ લઇને તમને ખાણુમાંનો રસ્તો બતાવવાને આગળ ચાલેછે. એ ખાણુને પાંચ તો માળ છે. સૌથી ઉપરના ઓરડામાં ફરીને નીચેના ઓરડામાં જવાને મીઠાના દાદર ઉપરથી તમારે હેઠે ઉતરવું પડેછે. નીચેના ઓરડામાં ફરી વળ્યા પછી મીઠાના બીજા દાદર ઉપરથી નીચેના ત્રીજા ઓરડામાં જવું પડેછે. એમ ખાણુમાં ને ખાણુમાં ઉપર નીચે પાંચ ઓરડા હોયછે. એ ખાણુમાં એવા મોટા મોટા એક હજાર ઓરડાઓ છે, અને એ બધા ઓરડાઓમાં તો જવા આવવાનો રસ્તો કોઈ પણ જાણતું નથી, એમ કહેવાયછે. નીચે માણસો પોતાના હથોડા તથા કોદાળાવતી મીઠાના મોટા મોટા ગચ્છને તોડેછે અને મોટા મોટા કટકા પીપ ભરીભરીને ઘોડા પાસે ખેંચાવેછે. એ ઘોડાઓને રહેવાને ખાણમાં તબેલા બનાવેલા છે અને ઘાસની ગંજીઓ ભરી રાખવામાં આવેછે. તે તબેલા અને ગંજીઓના જબરા જબરા વાડા પણ મીઠાના બનાવેલા હોયછે; કારણકે, ઘોડા એ ખાણુમાં ઉતર્યા પછી કોઇ દહાડો ઉપર આવવા પામતા નથી. એ ઘોડા કંઈ દાદરેથી તો નીચે ઉતરી શકતા નથી, પણ તેમને મોટા મોટા ટોપલામાં બેસાડીને હેઠે ઉતારી દેછે. પ્રથમ તો તેઓ તોફાન કરેછે અને તરફડીઆં મારેછે; પણ અંધારામાં આવી ગયા પછી તેઓ નરમ પડી જાયછે. તબેલાવાળા જે માણસો હોયછે, તેઓજ એ ખાણુમાં રાતવાસો રહેછે; બીજા કોઈ રહેતા નથી. બીજા બધા તો ઉપરની તાજી હવા લેવાને રાત્રે બહાર નીકળી આવેછે. જ્યારે કોઈ મોટા માણસો એ ખાણુ જોવાને આવેછે, ત્યારે તેમાં હજારો દીવા અને મશાલો સળગાવવામાં આવેછે. તેમનો પ્રકાશ મીઠાના ચકચકતા બીલોર જેવા કટકા ઉપર પડેછે, ત્યારે તેના ચળકાટથી એ બધી જગા જાણે અપ્સરાના મહેલ જેવી ચળકતી અને શોભાયમાન લાગેછે.

ધર્મઃ—ઘણુંખરા પોલ લોકો રોમન કાથોલિક માર્ગમાં છે; પણ તેમાંનો જે ભાગ રશિયાને તાબે છે, તેને હાલ પણ પોલાંડજ કહેછે. તેમાંના કેટલાએક તો રૂસનો ધર્મ પાળેછે, એટલે ગ્રીક સંપ્રદાયના પ્રતિમા-પૂજક છે.

---

## વૉર્સૉ.

એ પોલાંડની રાજધાનીનું શહેર છે. તે લશ્કરી સિપાઇઓથ ભરપૂર છે. એ સિપાઇઓ રૂસ દેશના છે. ગરીબ બાપડા પોલ લો કોને કબજામાં રાખવાને માટે રૂસના સહેનશાહે એ સિપાઇઓને એ ગામમાં રાખ્યા છે. એ શહેરમાં હજુ રાજ-મહેલતો ઉભો છે પણ તેમાં હવે કોઈ રાજા રહેતો નથી. જે મકાનોમાં અને હવેલીઓમાં આગળ મોટા મોટા અમીરો રહેતા હતા, તે મકાનો અને હવેલીઓ હવે ખાલીખમ નજરે પડેછે.

વૉર્સૉમાં ઘરો ગણવાની ઘણી તરેહવાર રીત ચાલેછે. આપણાં મોટાં મોટાં શહેરોમાં તો મ્હોલ્લે મ્હોલ્લે ઘરના આંક જૂદા જૂદા પાડવામાં આવેછે; પણ વૉર્સૉમાં તો બધાંજ ઘરના આંક ચાલતા નંબરે પાડ્યા છે. રાજાના મહેલનો નંબર પહેલો મૂકવામાં આવેછે; અને તે પછી આખા શહેરના ઘરના આંકડા એક પછી એક મૂકવામાં આવેછે. એ પ્રમાણે ગણતાં આશરે પાચ હજાર ઘર થાયછે. આપણા મુંબાઈ શહેરનાં ઘર જો એવી રીતે ગણવામા આવે, તો ક્યાં પાર આવે? કેટલા બધા આંકડા થાય?

વૉર્સૉ શહેર એક ડુંગર ઉપર ડબદબાથી બાંધવામાં આવ્યું છે; અને નીચે તળેટીમાં એક નદી વહેછે. એનુ એ સરસ છે, તો પણ પરદેશી-દુસ્મનના તાબામાં એ ગયું છે; તેથી તેને જોઇને આપણા મનમા દલગીરી અને અફસોસ થાયછે.

---

## ક્રાકો.

આ શહેર હવે તો ઑસ્ટ્રિયાના તાબામાં છે. પ્રાચીન પોલાંડ-ના એક ઘણું સુંદર શહેર છે; પણ તે નાનું છે. પોલાંડમાં જ્યારે રાજાઓ રાજ્ય કરતા હતા, ત્યારે તેમને આ શહેરમાં રાજ્યાભિષેક કરવામાં આવતો હતો; અને મૂઆ પછી પણ એ શહેરમાજ દાટવામાં આવતા હતા. એ કારણથી ક્રાકો પ્રખ્યાત છે. એ શહેરમાં એક ઉંચા ખડક ઉપર એક દેવલ બાંધેલું છે. ત્યાં જવાને ઉંચો સીધો રસ્તો બાંધેલો છે. કેટલા બધા રાજાઓ રાજી થતા થતા એ સડક ઉપર દેવલમાં પટ્ટાભિષેકની ક્રિયા કરાવવાને ગયા હશે, અને પછી પાછા ટાઢા ગાર જેવા મડદારૂપે દફન થવાને પણ એજ રસ્તે કેટલા બધા ગયા હશે! એ દેવલમાં રાજાઓનાં પૂતળાં અને બાવલાં ખડાં કરી દીધાં છે.



## વિશ્ચુલા.

વૉર્સૉ અને ક્રાકો શહેર આ વિશ્ચુલા નદી ઉપર વસાવેલાં છે. એ નદીના કિનારા ઘણા નીચા છે, અને તેથી પૂરનાં પાણી ઘણી વાર છવી જાયછે, અને બધી કોરી જમીન ઉપર પથરાઈ જાયછે.



## હૉલાંડ અથવા નેધર્લાંડ્સ.

આ દેશની ઉત્તર તથા પશ્ચિમ દિશામાં દરિયો ધૂધવેછે; અને એ કારણથીજ તે ઇંગ્લાંડ દેશથી જૂદો પડેછે. એ સાગર ઉત્તર સમુદ્ર અથવા જર્મન સમુદ્ર પણ કહેછે. પૂર્વે જર્મન સહેને શાહત ઝૂકી રહી છે, અને દક્ષિણ દિશાએ બેલ્જિયમનો નાનો દેશ ડોકિયાં કરતો દેખાયછે.

હૉલાંડ દેશમાં જેવી શરદી છે, તેવી આખી દુનિયાના કોઈ દેશમાં નથી. એમાં એટલું બધુ પાણી જમાવટ થઇને રહેછે કે દરેક જગા ભીનાશવાળી રહેછે. ત્યાં એટલો તો ભેજ રહેછે કે માણસથી કદી રહી શકાયજ નહીં, પણ તેઓ મહેનત કરીને બનતી રીતે ભેજ ઉડાવી દેછે, તેથી કાંઇક રહેવા જેવું થાયછે. બધા દેશમાં તેઓ ઠેકાણે ઠેકાણે નાની નાની ખાઇઓ ખોદી રાખે-છે. તેમાં ઉપરથી પાણી વહીને ભરાઈ રહેછે. વળી દરિયાનું પાણી દેશમાં આવીને બધે પથરાઈ જાય, તેમ કરતાં અટકાવવાને માટે તેઓ ચોમેર ફરતી મોટી મોટી પાળો બાંધીને રોકેછે. ચોમાસામાં ગાયોને શરદી ન લાગે, માટે તેમના ઉપર કાથળાની ઝૂલો ઓરાડે-છે. વળી, તેમને ભીના ચોગાનોમાં રાખવાથી શરદીનો તાવ ન આવે માટે આવી રીતે તેમનું ડીલ ઢાંકવામાં આવેછે.

હૉલાંડમા ઘણી પવન–ચક્કીઓ છે. તે એટલી બધી છે કે તમને જોઇને નવાઈ લાગે. તમે જ્યાં નજર ફેરવો, ત્યાં પવન–ચક્કી તમારી નજરે પડશે. કોઈ કોઈ વાર તો સાઠ પવન–ચક્કીઓ એકી વખતે તમારા જોવામાં આવશે. એ ઘંટીઓ કંઈ અનાજ દળવાને નથી; પણ કાદવવાળી ખાઇઓમાંથી પાણી ખેંચીને પાણીની પહોળી ન-હેરોમાં લઈ જવાને માટે એ ચક્કીઓ વપરાયછે. આ નહેરો ભેજવાળી ખાઇઓ કરતાં બહુ સુંદર દેખાયછે. નહેરોની બે કોર ઉપર ઝાડ ઉગેછે, અને પાણીમાં પુષ્કળ પોયણાં ઉગેલાં હોયછે, તેથી તે ખુશનુમા દેખાયછે; તેમની પાસે થઇને માણસોની બ-રેલી હોડીઓ ચાલી જાયછે; અને સ્ત્રી પુરૂષો તથા છોકરાં માથે ટોપલા મૂકીને બરફ ઉપર થઇને બજાર જતાં જોવામાં આવેછે. પણ આ દેશમાં એટલું બધુ પાણી છે, તે ઉપરાંત પડે હૉલાંડ

એટલો બધો નીચાણમાં છે કે, સમુદ્રનું પાણી તે ઉપર ફરી વળવાની હમેશા ધાસ્તી રહેછે. તેને રોકી રાખવાને માટે લોકો મોટી ઉચી ઉંચી પાળો બાંધેછે, તેને 'ડાઇક' કહેછે. આ પાળોને સારી હાલતમા રાખવાને માટે વરસો વરસ ઘણો ખરચ કરવામાં આવેછે. હૉલાંડ દેશમા ઉત્તર તર્ફ ત્રણ પ્રાત આવેલા છે, તે આ કારણસર દર વરસે લગભગ પચોતેર લાખ રૂપીઆ ખરચ કરેછે!

કેટલાક પ્રાતોમા રેતીના મોટા મોટા ડુંગરા થઈ જાયછે, તેથી એની મેળે કુદરતી પાળ બની રહેછે; પણ આ હૉલાંડમા તો લોકોને પોતાના દેશને દરિયાના ઝપાટામાથી બચાવવાને માટે અને ભેજ વિનાનો રાખવાને માટે બહુ મહેનત કરવી પડેછે.

હૉલાંડમા ડુંગર ઉપર ચઢવાની તો વાતજ ક્યાથી હોય?! એ વાત તો ત્યા બારે નવાઈ જેવી ગણાયછે. કોઈ કોઇ વાર ઝાડ અને ખેતર અને બાગબગીચા તમારા જોવામાં આવશે; પણ ઘણે ભાગે તો માત્ર નહેરો અને ભેજવાળી જમીન ઉપર ગાયો ચરતી તમે જોશો. એ દેશના લોકોને ડચ્ચ અથવા વલંદા કહેછે.

દેખાવઃ—એ દેશની હવા શરદ છે; તેથી નાના બાળકના ગાલ તાજા ગુલાબી રંગના દેખાયછે. હૉલાંડમા લોકોને ઘણુંકરીને ઝાંખી, ભૂરી અથવા તપખીરીઆ રંગની આંખો હોયછે. વાળ પણ તેવાજ રંગના હોયછે. તેમના ચહેરા ગોળ માટલી જેવા હોયછે. તેઓ અંગરેજ લોકોના જેવો પોશાક પહેરેછે. પણ ગામડાના કેટલાક બૈરા તો માથા ઉપર સોનાના કેવડા અને પાન જેવા ઘરેણા પહેરેછે; અને કાનમા પારસી લોકના બૈરાની પેઠે સોનાના 'એરીંગ' લટકાવેછે. ગરીબ બાઇડી પણ માથે સોનાનું એટલુ ઘરેણું પહેરેછે કે, તેટલાની બે ગાયો આવે. આ ઘરેણુ દીકરીને તેની મા તર્ફથી મળેછે; અને તે પાછી મોટી થઇને પોતાની દીકરીને આપેછે. સોનાનુ ન મળે, તો તાંબાના ગાભા ઉપર સોનુ મઢીને પહેરેછે.

ચાલચલગત—આ દેશના લોકો પોતાના ઘરને સાફસુફ કરવામા જેટલો વખત ગાળેછે, તેટલો યૂરપના બીજા કોઈ લોક ગાળતા નથી. જો તેઓ તેમના વાસણકુસણને ખૂબ ઘસીઘસીને ઉજળા ન રાખે, તો ત્યાની શરદ હવાને લીધે તેમની પીતળની ચેણીઓ અને કદાચ કાટથી કાળા થઇ ગયા વિના રહે નહીં.

તેમનાં રસોડાં અને ઘર જઈને જોવા જેવા છે તેનુ ભીંત પાણી છૂટીને એવું સાફ રાખવામાં આવેછે કે, જાણે આભે વળગે. નીચેની ભોય રાતી ઇટોથી જડેલી હોયછે ઉપર રાતી રેતી તાજેતાજી લાવીને ખૂબ ઘસવામા આવેછે; તેથી જમીન સાફ થઈ જાયછે. રગોડામા તાંબાની ચાહદાનીઓ, તાંબાની દેગડીઓ અને હાડાઓ કેવા ચળકતા દેખાયછે! છટને ચૂનો કેવો સાફ અને સુઘડ દેખાયછે, અને છાપરા ઉપર ભૂરા અને પોળા નળીઆ કેવા સુંદર ચળકતા દેખાયછે!

આ દેશના છોકરા નિશાળે ભણવા જાયછે, તેઓ સાફ અને સુઘડ રહેછે.

વલંદા લોકો ઘણા ઉદ્યોગી હોયછે. રાજા મોટી ઉમરના છોકરાઓને મ્હોલ્લામા આળસુ રખડવા દેતા નથી. રાજાના સિપાઇઓ એવા આળસુ ચીંથરેહાલ છોકરાઓને પકડીને પાણીવાળી જમીનમાંથી પાણી ઉલેચવાને બહાર મોકલી દેછે આવી રીતનો બદોબસ્ત છે, તેથી ત્યા ચોરનું નામ મળે નહીં, અને ભીખ માગનારાઓ પણ મળે નહીં.

ડચ્ચ લોકો કોઈ વખત કરજના ફાંદામા ફસાતા નથી. તેઓ બહુ મહેનત કરીને પૈસા રળેછે, અને પોતાના છોકરાને માટે બચાવેછે. તેઓ ગરીબ અને અનાથ ઉપર માયા રાખેછે; અને બીજા દરિદ્ર તથા અપંગ અને અશક્તને નભાવવાને માટે દેવ મંદિરમા નાણુ ભેગું કરેછે, અને તેમનું પોષણ એ પૈસામાથી કરવામા આવેછે

દેવળમા એક છેડા ઉપર એક માણસ હાથમા એક લાંબી લાકડી લઇને ઉભો રહેછે તે લાકડીને છેડે કાળા મખમલની કોથળી ટાગવામા આવેછે તેને એક નાની નટડી બાંધેલી હોયછે. ગરીબ લોકોને માટે એ થેલીમા પૈસા ભેગા કરવામા આવેછે. પણ જે ગરીબ લોકો પોતાના છોકરાને નિશાળે મોકલતા નથી, તેમને મદદ દાખલ કાંઈ પણ નાણું આપવામા આવતુ નથી છોકરાને નિશાળે લાવવાને એ સરસ તદબીર છે

અહીંની નિશાળોમાં છોકરાં જેવું તોફાન કરેછે, તેમ આ ડચ્ચનાં છોકરાં કરતાં નથી. નિશાળની બહાર કંઈ ઘોંઘાટ તમારે કાને આવશે નહીં; અને જ્યારે રમવાની છૂટી મળેછે, ત્યારે છોકરાંઓ ચુપકીથી બહાર ચાલ્યાં જાયછે. તેઓ લાકડાંના જોડા પહેરેછે, તેથી જતાં આવતાં થોડો ઘણો અવાજ થયા વિના રહેતો નથી. એવા શરદ દેશમાં પગમાં શરદી ન લાગવા દેવાને લાકડાના જોડા પહેરવાની જરૂર પડેછે.

ડચ્ચની એકાદ નિશાળમાં જો તમે ડોકિયું કરો, તો સુઘડ છોકરાઓ અને સુઘડ છોકરીઓ હારદોર બેઠેલાં તમારા જોવામાં આવશે. ત્યાં નાની ઉમરના શિક્ષકો જોવામાં આવતા નથી. મોટી ઉમરના માણસોજ એ છોકરાંઓને શીખવવા ઉપર રાખવામાં આવેછે. ત્યાં એક નિશાળ છે, તેમાં વિદ્યાર્થીઓને દરરોજ એક કલાક પાટી ઉપર ચિત્ર ચીતરવાનો મળેછે. તે તેમને બહુ ગમેછે. કેટલાએક મહેતાજીઓ તો તેમના વિદ્યાર્થીઓને અઠવાડીઆમાં એક કલાક ડાબે હાથે લખતાં શીખવેછે, કેમકે વખતે જમણા હાથને કંઈ અકસ્માત્ થવાથી લખવામાં નકામો થઈ જાય, તો તે વેળા ડાબો હાથ લખવાના કામમાં આવી શકે.

રાજ્યઃ—તમારા મનમાં કદાચ એમ આવશે કે એ દેશની જમીન એવી ભેજવાળી છે, તેથી તે લોકોને ગમતી નહીં હોય. ના રે ના, એમ સમજશો નહીં. જેમ તમને તમારા દેશની જમીન વહાલી લાગેછે, તેમજ તેમને પણ તેમની ધરતી પ્યારી લાગેછે. એ લોકો તો પોતાના દેશને વહાલથી 'ભૂમિમાતા' કહેછે, અને તેઓ હેને કરીને પોતાની જન્મ-ભૂમિ અને પોતાના રાજા વિષે ગીત અને ગરબા ગાયછે. એમનો રાજા એમના દેશનોજ વતની છે. તેઓ એક નિષ્ઠાથી તેની સેવા કરેછે એક વાર આ દેશ સ્પેઇનના તાબામાં હતો. ઘણા વરસ સુધી એ લોકો સ્પેઇનની રાજ્ય-ભક્ત રૈયત થઈ રહી હતી; છેવટે સ્પેઇનના એક રાજાએ* એ લોકો ઉપર એટલો બધો જુલમ કર્યો કે, તેઓ સામા થયા. મૂળે તો એ લોકો ખામોશવાળા અને ભલા હતા, તથા દેશના કાયદાને તાબે થઈને ચા-

* ઈ. સ. ૧૫૫૬ માં.

વતા હતા; પણ ફિલિપ રાજા જે ધર્મ પાળતો હતો, તેના કરતા એમને જુદો ધર્મ પાળવાની મરજી હતી; અને રાજા આગ્રહ લઇ બેઠો કે, જે ધર્મ હું પાળું, તેજ ધર્મ તમારે સૌએ પાળવો. આપણો દેશ તો એ વાતે સુખીઓ છે. અહીં જેને જે ધર્મ પાળવો હોય, તે તે પાળી શકેછે. એ પ્રમાણે આપણાં માયાળુ મહારાણીએ બધા ધર્મને છૂટ આપી છે; અને તે એવાં સારાં છે કે, આપણે અનેક જાતનાં દુઃખ અને રોગમાંથી કેવી રીતે છૂટીએ, તેનો તે હંમેશાં વિચાર કર્યા કરેછે. એવાં રાણીની નીચે આપણે આટલું બધું સુખ ભોગવીએ છીએ, તેથી આ ઘાતકી અને બેવકૂફ રાજાએ કેવું ભૂંડું કામ કર્યું, તે આપણા માનવામાં પણ આવી શકતું નથી. તેની મરજીમાં આવે, તેને એ પકડતો અને તેમના દેશમાંથી-ઘરબાર અને સગાં વહાલાંમાંથી ઉપાડીને, કાંઇ પણ તરતપાસ કર્યા વગર તેમને કેદખાનામાં નાંખતો. ત્યાં તે તેમને ત્રાસ ઉપજે એવી અનેક રીતે દુઃખ દેતો, અને છેવટે મારી નાંખતો. ઘણી વાર તો તે એ લોકોને જીવતા ને જીવતા બાળી દેતો; અને પોતે ભર કચેરી સાથે સ્વારી કાઢીને તેમને ચેહમાં બળતા જોવાને જતો. એવી રીતે એ મહા પાપી કામ કરતો. જે માણુસને જે ધર્મ સાચો લાગે, તે માણુસને તે ધર્મ છૂટથી પાળવા દેવો જોઇએ. તે બાબતમા માણુસે પરમેશ્વર આગળ જવાબ દેવાનો છે, પણ બીજા કોઇ પણ માણસને તે જવાબદાર નથી; તેથી તેમને મન ગમતી રીતે પરમેશ્વરની પૂજા કરવાની છૂટ મેળવવાને ડચ્ચ લોકો સ્પેઇન સાથે લડવાને ઉભા થયા. આહા, તેમણે કેવો રણજંગ મચાવી મૂક્યો ! તેમના નાના દેશની તસુએ તસુ ભોંય રણ-ભૂમિ થઇ પડી. એક શહેર જો સ્પેઇનનો રાજા જીતે, તો ડચ્ચ લોકો લડીને વળી પાછું તે જીતી લેતા, એમ હારજીતની બાજી ચાલી. તેમણે સમુદ્ર ઉપર વહાણોમા રહીને પણ લડાઇ ચલાવી; અને જ્યારે સમુદ્રનું પાણી ટાઢને લીધે જામી જતું, ત્યારે તેઓ એવા બરફ ઉપર રહીને પણ લડવાને ચૂકતા નહીં ! સ્પાનિયર્ડ લોકોનું ઘાતકીપણું દેખકી જવાય એવું હતું. ગરીબ ડચ્ચ લોકો અન્ન પાણીની તાણથી દુકાળના પંજામાં સપડાયા, અને હરેક જાતનું દુઃખ ભોગવવા લાગ્યા; પણ તેઓ તેમના ધર્મ

ઉપર અને દેશ ઉપર અગાધ પ્રીતિ રાખતા હતા, તેથી તેઓ નમ્યા નહીં. વિલિયમ ઑફ ઑરેંજ નામનો એક બહાદૂર શાહજાદો તેમનો સેનાપતિ થયો. સ્પાનિયર્ડ લોકોએ તેને દગાથી મારી નાખ્યો; એટલે એક બીજો બહાદૂર નર તેની જગાએ આવીને ઉભા રહ્યો. એ પ્રમાણે ચાળીશેક વરસ* સુધી રમખાણ મચી રહ્યું. છેવટ ડચ્ચ લોકોએ તેમના સ્પાનિશ જુલમગારોને હાંકી કાઢયા. હાલમાં એ વીર વિલિયમ ઑફ ઑરેંજની ઓલાદનો પુરૂષ હૉલાંડનો રાજા છે, અને તે રાજાના પાટવી કુંવરને હમેશા પ્રિન્સ ઑફ ઑરેંજ કહેછે. હાલમાં એ ગાદીની વારસ એક નાની, થોડા વરસની બાળ કન્યા છે.

બાગબગીચા—ડચ્ચ લોકોને વાડી વજીફાનો ઘણો શોખ છે. ઝાડોને કાપકુપ કરીને તેઓ તેને કોઇ કોઈવાર અમુક ઘાટનાં બનાવેછે. કોઈ ઝાડને તેઓ શિયાળ જેવું બનાવે, તો કોઇને કુકડા જેવુ કરતા. આ વાત ઠીક ન કહેવાય; કારણકે ઝાડનો જે કુદરતી આકાર હોય, તેમાંજ તે રૂપાળું દેખાયછે. તેમાં ફેરફાર કરવા જતા તેની ખૂબસુરતી બગડેછે. ડચ્ચ લોકો તેમના બાગબગીચામાં શોભાને માટે જૂદા જૂદા જાનવરોના પૂતળા ગોઠવેછે, અને તેમને તરેહ તરેહના રંગ લગાવેછે કુતરાને ભૂરો રગ લગાડવાથી અને સિહને લાલચોળ કરી દેવાથી, તેઓ અજબ તરેહના દેખાયછે. બાગમા ચાલવાના રસ્તા સીધા દોર કરેલા હોયછે આ ઝીણી કાકરી જડતી નથી, તેથી રસ્તા ઉપર રેતી પાથરેની હોયછે જાહેર બાગોમા ઢગલે ઢગના છીપો પાથરવામા આવેછે જમીન ઉપર એક પાદડુ સરખુ રહેવા દેતા નથી; અને કોઈ પણ કયાગમા નીંદણનુ નામ રાખતા નથી. છોડ ઉપર ફૂલો મણામણેના તથા શોભાયમાન દેખાયછે હૉલાંડમા કેટલાએક ફૂલ એવા તો સરસ થાયછે કે, આખી પૃથ્વીમા એવા ફૂલ બીજે કોઈ ઠેકાણે થતા નથી તે છોડનુ મૂળ દુનિયાના બધા બાગોમા—દેશદેશાવરમા મોકલાયછે આટલુ બધુ છે અને વળી ડચ્ચ લોક પોતાની વાડીઓને ઘણી સાફ રાખેછે, તોપણ વિલાયતની વાડીઓ વધારે

* ઈ. સ. ૧૫૮૪.

સરસ દેખાયછે, કેમકે તેમા વાડી ચુકી ચાનો બનાવેલી હોયછે, અને ઘટાનાર ઝાડોમા છાયાનાડી બેઠકો ગોઠવેલી હોયછે

ખોરાક — ડચ્ચ લોકો એકા ખાવાના ભારે શોખી હોયછે અઢગનો પાણી જેવો પદાર્થ કઠણ થાય ત્યાસુધી તેઓ બેદાને ઉકાળેછે, અને પછી ખાયછે વળી તેઓ અથાણુ અને સઘળી જાતની વનસ્પતિ ખાયછે જેમકે બટાટ, કુલ વગેરે.

તેઓ ખુદના કાવાને બહુ ભાવથી પીએછે તે બહુ સસ્તો પડેછે દરેક જણ બપોરે જમવાની સાથે થોડો કાવો પીએછે એવા ઠંડા ભેજવાળા મુલકમા ગરમ આકરી ખરી લોકની તનદુરસ્તીને ગુણકારક છે વળી એ દેશમા ઘણો જલદ દારૂ બનાવીને પીવામા આવેછે, તેને હોલાડસ કહેછે

એ દેશમા દૂધ પુષ્કળ મળેછે તેનુ પનીર બનાવવામા આવેછે

હોલાડને બધે ફરતો દરિયો છે, તેથી ત્યા માછલાની તો ખોટજ નથી, એમ તમારે સમજી લેવુ હેરિંગ્સ નામની નાની માછલીઓ જથાબધ પકડવાને જૂન મહિનાની પદરમી તારીખથી ડચ્ચના વહાણ નીકળી પડેછે, તે ઠેઠ ઇગ્લાડના કિનારા લગભગ આવી જાયછે એ માછલીઓ જેવી જાળમાં પકડાઈ આવેછે, એટલે તેઓ તેને તરતજ મીઠામા આથી દેછે, અને પીપો ને પીપો ભરી લેછે તેમા પહેલુ પીપ ભરીને તેઓ પોતાના રાજાને ભેટ દાખલ મોકલેછે તે પીપને એક નાની ગાડીમા ચઢાવેછે એ ગાડીને એક કૂતરો જોડવામા આવેછે તે ઉપર એ દેશનો રાજ્યવાવટો ચઢાવવામા આવેછે તે ગાડીને પાધરીજ હેગ ગામના રાજાના મહેલ ભણી હાકી લઇ જવામા આવેછે ડચ્ચ લોકોને હેરિંગ્સ એટલી બધી ભાવેછે કે, જ્યારે માછલી—પીઠમા એ નાની નાની માછલીઓ પ્રથમ વેચાવા આવેછે, ત્યારે વેચનારા પોતાની દુકાનોમા ફૂલના હાર ટાગીને દુકાનો શણગારેછે ડચ્ચ લોકો એને દૂધમા ગર્ધીને ખાયછે. તે વખત તેના મોમા એક પીછુ ફૂલ મૂકીને તેને દેખાડી ફરવામા આવેછે આપણા દેશના માછીઓની પેઠે એ દેશના મજૂરો એ માછલીને રાધ્યા વગર સકીને મૂકી રોટલીની સાથે ખાઈ જાયછે

પ્રાણિઓ:—હૉલાંડ દેશમાં એક પક્ષી બહુ થાયછે. તે ત્યાંના બધા લોકોને વહાલું થઈ પડેલું છે. તેના પગ લાંબા છે, તેની ગરદન પણ લાંબી છે. વળી તેની ચાંચ પણ લાંબી છે, તેથી એ પક્ષી ખરેખર એ દેશને માટેજ સરજાએલું જણાયછે. એ દેશમાં દેડકાં બહુ થાયછે, તે ખાઇને એ જીવેછે. વળી તે પોતાના લાંબા પગ વડે પાણી વાળી ભીની જમીનમાં ચાલી શકેછે. તેમાં તે પોતાની લાંબી ચાંચ ઘોચીને ભક્ષ બહાર ખેંચી કાઢેછે. એ પંખી ત્યાંના લોકોને એટલું તો વહાલું છે કે, જેમ આપણે મોરને મારવા દેતા નથી, તેમ કોઈ માણસ તેને બંદૂકથી મારવા જાય તો તેઓ તેને મારવા દેતા નથી. તેમને બહુજ ગમતી વાત તો એ છે કે તેમના ઘરની ટોચે કે પછી પોતાના ઘરની પાસે કોઈ ઝાડ હોય, તેમાં એ પંખી માળો બાંધીને રહે; અને તેમ કરવાની તેઓ તજવીજ પણ કરેછે.

એ પંખી ગામની શેરીઓ અને મ્હોલ્લામાં પોતાનાં કચ્ચાંબચ્ચાં સાથે જતું આવતું ઘણી વાર નજરે પડેછે. પણ શિયાળાની ટાઢ પડતા પહેલાં તો તેઓનાં ટોળે ટોળાં જથાબધ ઉડીને આફ્રિકાખંડમાં જાયછે. ત્યાં શિયાળામાં તેમને ટાઢ લાગતી નથી, પણ ઉલટી ગરમી જણાયછે. એ પક્ષી તેમજ બીજાં ઘણાં ઋતુઓને ઓળખેછે, તેથી વરસો વરસ ટાઢની મોસમમાં તેઓ વતન છોડીને ગરમ ભાગોમાં જતાં રહેછે અને જ્યારે વસંત આવેછે, ત્યારે પાછાં આવેછે. પણ કેટલાંક પાળેલાં બગલાં તો પોતાનું વતન છોડીને જતાંજ નથી. ત્યારે તેમને લોકો ખવરાવેછે. એક પાળેલા બગલાનો એક પગ ભાગી ગયો હતો, તેથી તેનાથી પરદેશમાં જવાતું નહીં. તેની જગાએ તેને કેટલાંક દયાળુ માણસોએ લાકડાનો પગ બનાવી આપ્યો હતો. તે વડે તે જતો આવતો અને એવી સ્થિતિમાં તે ઘણાં વરસ સુધી જીવ્યો. એ જનાવર આપણા દેશમાં નદી, તળાવ અને ખાડીને કાંઠે ઘણાં જોવામા આવેછે.

ધર્મ:—એ દેશમાં ઇંગ્લાંડની પેઠે પ્રૉટસ્ટંટ ધર્મ ચાલેછે. એમનાં દેવલ સરસ છે. તેમાં તમે જઇને જુઓ તો એક મઝેની

વાજાંની પેટી દેખાશે, તેને વગાડતાં સુંદર અવાજ નીકળેછે. ડચ્ચ લોકો એ વાજીંત્ર ઘણાં સારાં બનાવી જાણેછે.

પેદાશ—બીનાશવાળા મુલકમા ઢોરને માટે કસદાર ઘાસ થાયછે, તેથી હોલાંડમાં ગાયો ઘણી રાખવામાં આવેછે. તેનાં જથાબંધ પનીર અને માખણ પરદેશ મોકલવામાં આવેછે. એ દેશમાં શણ ઘણું થાયછે, તે દેશાવર જાયછે. તેનો ઘણો વેપાર ચાલેછે, તેથી હોલાંડમાં બહારથી ઘણો પૈસો આવેછે.

—⊰⊱—

## આમ્સ્ટર્ડામ.

આ શહેર હોલાંડની જુની રાજધાની છે. એ શહેર પાણીની નહેરોથી ભરપૂર છે. બધા ઘર લાકડાના પૂલ કે લાકડાના થાંભલા ઉપર બાંધેલાં છે. એ થાંભલા જમીનમાં નીચે ખોડેલા હોયછે. એ ઘર એવી સારી રીતે બાંધવામાં આવ્યાં છે કે, જે માણસો એમાં રહેછે, તેમને શરદી નડતી નથી. રાજમહેલ બસેં વરસ ઉપર બાંધવામાં આવ્યો હતો, તે ૧૪૦૦૦ થાંભલા ઉપર બાંધ્યો છે, અને તે સરસ દેખાયછે.

પાણીની નહેરોના કાંઠા ઉપર હારબંધ એ મકાનો બાંધેલા છે. એ ઘર અને નહેરોની વચ્ચે ઘણી વાર ઝાડોની ઘટા લાગેલી હોયછે. એટલી બધી નહેરો છે, કે તે ઉપર થઇને જવા આવવાને ઘણા પૂલો જોઈએ, તેથી તે ઉપર લગભગ ત્રણસેં પૂલો બાંધેલા છે. એટલી બધી નહેરોવાળું બીજું કયું શહેર યૂરપમા છે, તે તમને સાંભરેછે ? ઇટલી દેશમા વેનિસ શહેર છે, તેમા એવીજ રીતે ઘણી નહેરો છે, પણ વેનિસમા તો બધા ઘર બેટ ઉપર બાંધેલા છે, અને નહેરો તો દરિયાનું પાણી અનેક બેટોની વચ્ચમા વહેવાથી થઈ છે. વેનિસમા તમે તમારા ઘરની બહાર નીકળો એટલે તરતજ હોડીમા પગ મૂકવાનો હોયછે. સા ઝાડ વાવવા કરવાને માટે જગા નથી.

આમ્સ્ટર્ડામ વેપારીઓથી ભરપૂર છે, તેથી એ શહેરમાં ઘણા ધનવાન લોકો નજરે પડેછે તેમના મકાન સરસ બાંધણીના છે. તેઓને નાની બારીઓ હોયછે, અને તેઓ બહારથી નાના

દેખાયછે. પણ અંદરથી ઘણાં મોટાં હોયછે. આમ દેખાવાનું કારણ એ છે કે, ત્યાંનાં મકાનો અંદરથી ઘણાં મોટાં અને તેમાં મજેના ઓરડા હોયછે. એ ઘરોને ગોખ તળીએ તેમજ ભીંતોએ આરસપહાણ જડેલા હોયછે. કેટલીક બારીઓમાં ઘણા જૂના કાચ જડેલા હોયછે. તે સેંકડો વરસ ઉપર વેનિસ નગરમાં બનાવેલા ગુલાબી અગર રાતા રંગના હોયછે. આ કાચ બહુ કીમતી ગણાયછે.

આમ્સ્ટર્ડામ એક મોટું બંદર છે. ડચ્ચ લોકો હમેશાં બહાદૂર ખલાસીઓ હોયછે. ત્રણસેં વરસ ઉપર તેમનાં વહાણ આખી દુનિયામાં બધે ફરતાં હતાં. તેમણે પૂર્વ ખંડમાં પોતાનાં સંસ્થાનો વસાવ્યાં છે. ઘણા ડચ્ચ લોકો એક વાર સૂરતમાં રહેતા હતા, અને ઘણા ત્યાંજ મૂઆ છે અને ડટાયા છે. પૃથ્વીની પ્રદક્ષિણા કરવાને માટે ઉત્તર ધ્રુવમાં થઈને રસ્તો ખોળી કાઢવાને તેમણે મહેનત કરી છે. બારેંટ્સ નામના એક બહાદૂર વહાણવટીએ એ રસ્તે થઈને જવાને બહુ મથન કર્યું હતું, તેની વાત તમારે જાણવી જોઈએ. તેણે આમ્સ્ટર્ડામથી વહાણ હંકાર્યું; તે ઉત્તર મહાસાગરમાં નોવા ઝેમ્બ્લા નામના ટાપુ સુધી આવી પહોંચ્યો. અતીશય ટાઢને લીધે તેનું વહાણ દરિયામાં જામીને ચોંટી ગયું. તેમને ધાસ્તી લાગી કે, આ બરફની દુનિયામાં વહાણ નાશ પામશે; તેથી તેઓ વહાણમાંથી જમીન ઉપર ઉતરી પડ્યા. બધા મળીને સત્તર માણસો હતા. તેમણે થોડાંક લાકડાં વહાણમાંથી સાથે લીધાં હતાં, અને બીજાં કાંઠા ઉપરથી મેળવ્યાં. તેનું તેમણે રહેવાને માટે જેવું તેવું ઝૂંપડું બાંધ્યું. સૂવા બેસવામાં કાંઈક સુખ આવે, માટે તેમણે લાકડાંના ખાટલા બનાવ્યા. વળી એક જૂના પીપમાંથી તેમણે નહાવા ધોવાને એક લાકડાનું કૂંડું બનાવ્યું, કેમકે ડચ્ચ લોકોને સાફ રહેવું ગમેછે. તેમની પાસે ખાવાનું નહીં જેવું હતું. હોલાંડમાંથી તેઓ નીકળ્યા, તે વેળાએ તેમણે જે લીધેલું, તે કાંઈક રહ્યું હતું; અને નોવા ઝેમ્બ્લામાંથી તો કાંઈ મળે એમ નહોતું. કોઈ કોઈ વાર નસીબ જોગે એકાદા રીંછને જો તેઓ બરફના મેદાન ઉપર પૂરું કરે, તો તેના માંસની તેમને જ્યાફત મળતી! પેટમાં કકડીને ભૂખ લાગી હોય, તે વખતે જે હોય તે ભાવેછે. અધૂરામાં પૂરું એમ

થયું કે, કેટલાક મહિના સુધી રાત ને દહાડો હમેશાં અંધારૂંજ રહ્યું. સૂરજ દેખાતોજ નહીં; માત્ર તારા એ અંધકારમાં હમેશાં ચળકયા કરતા હતા. તેમની પાસે એક વાગતું ઘડિયાળ હતું. તે તેમણે પેલા ઝૂંપડામાં ગોઠવી દીધું. તે વાગતું ત્યારે તેઓ ખુશી થતા; કેમકે એ ઘડિયાળના રણકાથી આમ્સ્ટર્ડામમાં તેમનાં ઘરબાર તેમને સાંભરતાં. વળી તેમની પાસે એક સારંગી હતી. તે એક ખલાસી કાળ જેવો વખત કાઢી નાખવાને મીઠા સૂરે ઘણી વાર વગાડતો, અને બીજા માણસો ઝૂંપડામાં બેસીને ઠુંઠ રહેવાને દેવતા આગળ તાપતા. એવા દુઃખમાં તેમને દશ મહિના સુધી રહેવું પડ્યું. તેટલી મુદતમાં એ સત્તર માણસમાંથી કોઇએ કોઇની સાથે કદી કજીઓ કર્યો નહીં, અથવા બાર્રેટ્ઝનું વચન કોઈ દિવસ પણ ઉથાપ્યું નહીં. આખરે તેમને સૂરજનાં ફરી દર્શન થયાં. એક માણસે તે પ્રથમ જોયો. તે રીંછનો શિકાર કરવાને બહાર ફરતો હતો. તેણે એક નાની ટેકરી ઉપર સૂરજ દીઠો; પણ તે માત્ર થોડી મિનિટજ દેખાઇને લોપ થઈ ગયો। પણ તેણે ઘેર આવીને સૌના આગળ એ વાત કરી, ત્યારે તે બધાની ખુશીનો કાંઈ પાર રહ્યો નહીં. હવે ધીમે ધીમે ઊનાળો આવવા લાગ્યો. દરિયાનું પાણી જામી ગયું હતું, તે ઓગળવા મંડ્યું, અને પેલા માણસો પાછા પોતાને વહાણે જવાની તજવીજ કરવા લાગ્યા; પણ અફસોસ! તે વહાણ એવું તો ખરાબ થઈ ગયું હતું કે, તે હંકારાય એવું રહ્યું નહોતું. એ બિચારા માણસોએ સખ્ત મજૂરી કરીને અને ઘણું દુઃખ વેઠીને તે વહાણનાં પાટીઆંની બે નાની હોડીઓ બાંધી; અને તેમાં બેસીને આ સત્તર બહાદૂર નરો ઘેર જવા નીકળ્યા. એમાંના કેટલાએક તો ભૂખ અને ટાઢથી એવા હેરાન થઈ ગયા કે, તેઓ તે હોડીઓમાંજ મરણ પામ્યા. પેલો બહાદૂર બાર્રેટ્ઝ પણ બાપડો મરી ગયો. તે હોડીમાંના માણસો એને બહુ ચહાતા હતા, તેથી તેમણે એને માટે ઘણો શોક કર્યો. આમાંના દશ માણસો જેમ તેમ કરીને ઉત્તર યૂરપના લાપ્લાંડમાં સહી સલામત આવી પહોંચ્યા. ત્યાં તેમને તેમના દેશનું વહાણ મળી આવ્યું. તેમાં બેસીને તેઓ આમ્સ્ટર્ડામ પહોંચી ગયા. તેમનાં સગાં વહાલાં તેમને આટલી મુદતે સાજા ન-

રના ઘેર આવેલા જોઇને કેવા ખુશી થયા હશે! વીશ વરસ ઉપર* દરિયામા એક તોફાન થયુ; તેથી એક મોટુ વહાણ તણાયુ; તેથી તેણે નોવા ઝેમ્બ્લામા આશરો લીધો તેમાથી ખલાસીઓ એક મોટુ દરિયાઈ જનાવર પકડવાને જમીન ઉપર ઉતર્યા, તો તેમણે સા શુ જોયુ! પેલુ બારેંટ્ઝનુ ઝૂંપડુ હજુ પણ ઉભું હતુ, તે તેમણે દીઠું. પેલા બિચારા માણસોએ ખાટલા બનાવ્યા હતા, તે પણ સા ને સાજ પડેલા હતા. ભીંત ઉપર ઘડિયાળ પણ જેવુ ને તેવુજ હતુ, તેના ઉપરનો ચ દો બિલકુલ બગડી ગયો હતો, પણ અ દરનુ કામ તો સાબીત હતું. પેલી સારંગી પણ સાજ હતી. વળી બારેંટ્ઝે પોતાને હાથે રોજે રોજના બનાવનો એ દશ મહિનાનો ઇતિહાસ લખ્યો હતો, તે પણ તેમણે જોયો એ સઘળુ પાછા તેઓ હૉલાંડમા લઈ આવ્યા, અને હેગ શહેરના સંગ્રહસ્થાનમાં તે બધુ રાખવામા આવ્યુ છે. નોવા ઝેમ્બ્લામા તે બિચારા બહાદૂર ભલા ખલાસીઓએ જેવુ ઝૂંપડું બાધ્યુ હતુ, અને તેમા રહ્યા હતા, તેવુજ નાનુ ઝૂંપડું એ સંગ્રહસ્થાનમા બનાવીને મૂકવામા આવ્યુ છે, અને તેમા ઉપર કહેલી ચીજો રાખી છે.

આગળ પ્રથમ આ શહેરમાજ હીરાને કાપવાનો અને પહેલ પાડીને સફાઇદાર કરવાનો હુનર જાણનારા કારીગરો રહેતા હતા; તેથી સઘળા ઉત્તમ હીરા એ ઠેકાણે મોકલવામા આવતા. આપણા મહારાણી વિક્ટોરિયાએ પણ કોહિનૂર કાપીને સાફ કરાવવા માટે આમ્સ્ટર્ડામમાથી કારીગરોને તેડાવ્યા હતા. હવે તો બારેમા બારે હીરાને લંડનમાજ કાપીને પહેલ પાડવામા આવેછે.

---

## હેગ

હૉલાંડનુ મુખ્ય શહેર આમ્સ્ટર્ડામ ગણાયછે, પણ રાજા હેગમા રહેછે, તેથી આ શહેર રાજધાની કહેવાય રાજ–સભા પણ દર વરસે એ શહેરમાજ મળેછે અહીંના એક સંગ્રહસ્થાનમા બહાદૂર બારેંટ્ઝની યાદગીરીની વસ્તુઓ રાખેલી છે, અને

* ઈ સ ૧૮૭૧.

બીજા સંગ્રહસ્થાનમાં ડચ્ચ ચીતારાઓએ ચીતરેલાં ઘણાં નાનાં ચિત્રો મૂકેલાં છે. એક તસ્વીર તે રૂપાળા ગોધાની છે. હોલાંડમાં ઘણા નામાંકિત ચીતારાઓ થઈ ગયા છે. તેમનાં ચિત્રો આબેહુબ જી-વતાં પ્રાણિઓનાં જેવાંજ છે. તેમણે વળી ઘરડાં સ્ત્રી પુરૂષોની તસ્વીરો ચીતરી છે. તે એવી તો બરાબર છે, કે તેમના ચહેરા ઉપરની દરેક કરચલી પણ તે તસ્વીરમાં દેખાયછે. અનેક જાતનાં ફળની, શિકાર કરવા જેવાં પશુઓની, ઘરના સરસામાનની, સોનારૂપાની રીકાબીઓની, એ પ્રમાણે ઘણી વસ્તુઓની તેમણે બહુ સરસ ત-સ્વીરો ખેંચી છે. જ્યારે તેઓ કોઈ માણસની છબી કાઢતા, સારે તેઓ તેના પોશાકની પણ ખરેખરી નકલ કરતા; એટલે સાટીનની સાડી પહેરીને કોઈ બાઈએ પોતાની તસ્વીર ખેંચાવી હોય, તો તે ચિત્રમાં પણ ખરેખરી સાટીન ચળકયા કરતી હોય એમ દેખાતું; તેમજ કોઇ મરદે ઉનનો ડગલો પહેર્યો હોય, અથવા ધોળો અંગ-રખો પહેર્યો હોય, તો ચિત્રમાં પણ તેવોજ ડગલો અને અંગરખો ચીતરી દેખાડવામાં આવતો. હેગ એક ઘણું સુંદર શહેર છે. રા-જાના મહેલથી તે દરિયા કાંઠે એક ગામ આવેલું છે, ત્યાં લોકો નહાવાને જાયછે; તે આખે દોઢ ગાઉને રસ્તે ઘટાદાર ઝાડો વાવી દીધાં છે, તેથી તે બહુ સોહામણું દેખાયછે.

લોલકના આધારથી વાગતાં ઘડિયાળ ચાલતાં કરવાનો હુનર જે માણસે શોધી કાઢયો, તે પુરૂષ હેગમાં જન્મ્યો હતો.

## રૉટર્ડામ.

આ શહેર મ્યૂઝ નદી ઉપર બાંધવામાં આવ્યું છે. મોટી ન્હા-ઈન નદીમાંથી કેટલાક ફાંટા નીકળીને આ નદીમાં વહેછે. હોલાંડ-માં રૉટર્ડામ બીજા દરજાનું શહેર છે. તેમાં વેપાર ઘણો ચાલેછે. કેટલીક જણસો જર્મનીમાંથી અહીં આવેછે. કોઈ કોઈ વાર તો નદીમાં મોટા તરાપો તરતો હોયછે, અને તે ઉપર રહેવાને મજેનું ઘર બાંધી દીધું હોયછે. એ સરસ નાના ઘરમાં એક જોડતી રહે-છે. જર્મનીમાંથી બધી જાતનાં લાકડાં વાસણ તે વેચાતાં લેછે; તે પછી પેલા તરાપામાં ભરેછે, અને તેને હોલાંડમાં હંકારી આણીને તે

વેચેછે. પોતાની મોટી હોડીના તૂતક ઉપર તે પોતાનો બધો માલ ગોઠવી દેછે. તેનું રહેવાનું ઘર કેવું સુઘડ દેખાયછે! ભલે તમારે એને ઝૂંપડું કહેવું હોય, તો કહો; પણ તેમાં એક ભોજન–શાળા હોયછે, એક દીવાનખાનું હોયછે, સૂવાને માટે જૂદા જૂદા ઓરડા હોયછે, અને એક રસોડું હોયછે. ઓરડાની બારીઓને સારૂ સફેદ રંગના અથવા રાતા રંગના કપડાના ચક નાખી દીધા હોયછે; અને તે બારીઓના ઝરૂખામાં ભપકાદાર રંગનાં ફૂલો ભરી દીધાં હોયછે. તરાપા ઉપરના આવા મોજીલા ઝૂંપડામાં ઘણુંએ છોકરાં જન્મેછે, અને તેઓ પોતાની બધી ઉમર તેમાંજ ગુજારેછે. એ તે કેવો અજાયબ જેવો સંસાર! જો તેમને ચીતરતાં આવડતું હોય, તો તેમનું તરતું ઘર જર્મનીનાં જંગલ અને કોટ કિલ્લા પાસે થઈને જાયછે, તે વેળાએ તેઓ કેવાં મજેનાં ચિત્રો તે દેખાવનાં કાઢી લે! પણ તેઓ જ્યારે હૉલાંડમાં જાયછે, ત્યારે તો ત્યાંના કાંઠા તેમને ઉંચાર જણાતા નથી અને દેખાવ પણ કાંઈ સુંદર લાગતો નથી.

હૉલાંડમાં ઘણી વાર એક હોડીવાળો પોતાની છાતીની આગળ પાછળ દોરડું બાંધીને પાણીના વહેનની સામા એક મોટા તરાપાને તાણી જતો તમારી નજરે પડેછે. તે કદી ગાતો કરતો નથી. તે મૂંગે મોઢે કામ કર્યા કરેછે. સામે કિનારે તે પોતાનો ઘોડો રાખેછે.

---

### બ્રુક અથવા બ્રૉક.

આ છે તો એક ગામડું, પણ તે આખી દુનિયામાં સૌથી સ્વચ્છ ગણાયછે. તે પાણીના એક મોટા તળાવની પાસે છે. ઘેરેઘેર બાગ છે. તે ફક્કડ, ખુશનુમા ફૂલોથી ભરપૂર હોયછે. તેમાં પેસવાનો દરવાજો લીલોછમ રહેછે. તેમાં જાણે સોનાની છાંટ નાખી હોય, તેમ દેખાયછે. ઘરના બારણામાં પેસતા સુધીનો રસ્તો સાંકડો છે. તે નાની નાની ઇંટોથી બાંધી લીધેલો હોયછે. બારણાને આછો લીલો રંગ દીધેલો હોયછે, અને બજારની ફરેડી પણ તેજ રંગની હોયછે. ઉપર અટારીનાં પગથીઆં પીળા રંગનાં હોયછે, અને દીવાલો સફેદ હોયછે. એ બધા રંગ સાફ ચળકતા રહેછે, તે ઉપરથી જણાયછે કે ત્યાંના લોકો તેને વારે ઘડીએ રંગનો હાથ મારતા હશે.

બધા બેલ્જિયન લોકો ગાયન અને નાચના શોખી હોયછે. શિયાળામાં પૈસાદાર લોકો બરફના મેદાન ઉપર ઘીસલાઓમાં બેસીને ફરવા જાયછે. એ ગાડીઓ તરેહ તરેહના ઘાટની અને ખુશનુમા રંગની શોભાયમાન હોયછે.

ગામડીઆ લોકો કોઈ કોઈ વાર એવી ગમત કરેછે કે એક ઉંચા વાંસ ઉપર લાકડાનું પક્ષી રાખેછે, તેના ઉપર તીરકામઠા ચલાવીને તેઓ નિશાન તોડે, ત્યારે ખૂબ રાજી થાયછે.

ખેતરોમાં સાફ અને નાનાં નાનાં મકાનો ઘણાં હોયછે. એક એક ખેતર સાધારણ કદનું એટલે આશરે ૭ એકરનું હોયછે; એટલી થોડી જમીન ઉપર પણ આખું કુટુંબ સુખચેનથી ગુજારો કરેછે. તે બધાં કેવાં મહેનતુ છે! ઘરમાંનું કોઈ પણ માણસ આળસુ રહેતું નથી. છોકરાંનો બાપ ખેતરના એક ભાગમાં ઘઉં વાવે છે, તો બીજામાં બીજું; ત્રીજામાં પોતાનાં ઢોરને ખાવાને માટે ગદબ વાવેછે, તો ચોથા ભાગમાં લુગડાં વણવાને શણ નાખેછે છોકરાંની મા તે શણને કાંતેછે અને તે પછી પોતાનાં બાળબચ્ચાંને માટે તેનાં લુગડાં વણાવેછે. તબેલામાં બે ગાયો હોયછે તેને માટે નાનાં છોકરાં ચારો ભેગો કરે છે. વાડીમાં બકરી હોયછે અને થોડાંક મરઘાં ખડાની આસપાસ ફરતાં જોવામાં આવેછે ખેતર ઉપર જે ઘર બાંધેલું હોયછે, તે બધી વાતે સુખચેનવાળું હોયછે. તેમાં એક મોટું સ્વચ્છ રસોડું હોયછે, અને બે બાજુ ઉપર એક એક પલંગ પથરાય એવા ઘણા નાના નાના ઓરડા હોયછે; માળ ઉપર છોકરાંને સૂવાનો ઓરડો હોયછે. વલંદા લોકોના ઓરડા જેવા તો તે સાફ નથી હોતા, તોપણ તેઓ ઘણા સુખકારક હોયછે. જે ભાગમાં ફ્લેમિશ ભાષા બોલાયછે, તે પ્રાંતના લોકો જેવા સુઘડ હોયછે, તેવા જે ભાગમાં વાલૂન ભાષા બોલાયછે, તે પ્રાંતો જેવા કે લીજ, લામર, હેઈનૉલ્ટ અને લક્સિમ્બર્ગના થોડા ભાગના લોકો એવા સાફ અને સુઘડ હોતા નથી.

પરંતુ ઘણી સખ્ત મહેનત કરેછે, કેમકે તેને હળ કે ગાડું કે ઘોડો કંઈ હોતું નથી. તેને પોતાના આંચવા પાવડાથી ખેતરની બધી જમીન ખોદવી પડેછે; તેમજ પીપમાં ખડ ભરીને ગબડાવી

ગબડાવીને ઘેર લાવેછે; આમ કરવાથી કામ બહુ ધીમુ ચાલેછે; પણ આ ગરીબ લોકોને એ પ્રમાણે બધુ કામ જાત–મહેનતથી કરવુ પડેછે. તેઓ સાદા ખોરાક ઉપર ગુજારો કરેછે. તેઓ ભિમારા મરઘો બોલે, તે વખતના ઉઠેછે. ઉઠીને તરતજ રોટલો ખાયછે, અને બુદનો એક પ્યાલો પીએછે. નવ વાગે એટલે તેઓ નાસ્તો કરેછે; તેમાં રોટલો, માખણ અને પનીર પેટ ઠારીને ખાયછે બપોરે બટાટા અને ડુંગળી તથા ગોસ્તના કકડાનુ ભક્ષ કરેછે; અને રાત્રે રોટલી ને શાકભાજી ખાયછે, અને પુષ્કળ દૂધ ઉડાવેછે. તેમના લુગડા સાદા અને જાડા છે. તેમના જોડા લાકડાના હોયછે, તે બહુ સસ્તા અને મજબૂત હોયછે.

મેં ઉપર કહ્યુ છે કે ગાયોને તબેલામા રાખેછે. તેમને કોઈ કોઈ વાર જ્યાફત જેવુ જમવાનુ મળેછે. તેમને ગરમ ગરમ રાબ ખવરાવેછે તે ગોસ્તની નથી કરતા, પણ બટાટાં, વટાણા, શીંગ અને સૂકા ઘાસની બનાવેછે. ગાયનુ તથા ઘરનું ખાવાનુ પટલાણી પંડેજ કરેછે.



## બ્રસેલ્સ.

આ શહેર બેલ્જિયમની રાજધાની છે. ડુંગરની જે બાજુએ સૂરજના પહેલા દર્શન થાયછે, તે ઠેકાણે એ બાધવામા આવ્યુ છે; અને તે ઘણુ શોભાયમાન દેખાયછે બ્રસેલ્સના ઘર પથ્થરના બાધેલા છે; તેમના ઉપર સફેદ રોગાન દીધેલું હોયછે. બારીઓની ફરેડીઓ પણ સફેદ હોયછે, તેથી એ સઘળા મકાન ઘણા સાફ દેખાયછે. બ્રસેલ્સમા એક મજેનુ વન છે, પણ તે બાગ જેવુ વધારે દેખાયછે, તેમા પગે ચાલવાના રસ્તા સીધા અને પહોળા છે, અને ઝાડ પણ મોટા મોટા, વિસ્તારવાળા છે. વચ્ચોવચ્ચ એક તળાવ છે, તેમા સોનેરી તથા રૂપેરી માછલીઓ છે. એ શહેરમા કેટલાએક સુંદર ફૂઆરા છે, તેમા એક ફૂઆરો પૂતળાથી શણગારેલો છે વળી એક ઘણો ઉચો સ્તંભ છે, અને બજારમાં એક ઉચો મીનારો છે, પણ બ્રસેલ્સમા એક સૌથી નવાઈ જેવી વાત એ છે કે, તમે શહેરની નીચે પણ નદીની ઉપર હરો ફરો અને ગાડીમાં બેસીને જાઓ–આવો તો પણ તમે નદી છે એમ તમને

જણાય નહીં, આમ કેમ વારૂ ? તેનો ખુલાસો એ છે કે, નદીને દાટી નાખીને તેના ઉપર એક મોટો પહોળો રસ્તો બાધવામા આવ્યો છે. એ ગંજાવર રસ્તાની બને બાજુ ઉપર ખૂબસુરત દુકાનો અને શોભાયમાન મકાનો છે આ પ્રમાણે નદી ઉપર રસ્તો બનાવ્યા પછી એ શહેર આગળ કરતા વધારે તનદુરસ્તી ભોગવેછે.

વળી એ શહેરમા થઈને એક જગલમા જવાનો રસ્તો બાધ્યો છે. તે જંગલમા એક સરોવર છે તેનુ પાણી શિયાળામા જામી જાયછે,ત્યારે લોકો તે બરફ ઉપર લપસવા માટે અને સહેલ કરવા જાયછે.

બ્રસેલ્સ તેની રીતની સુદર બનાવટને માટે પ્રખ્યાત છે. આ કામ માત્ર બૈરાજ કરેછે. તમે જાણો છો કે શણુ હૉલાંડમા નીપજેછે પ્રથમ કાતીને આઓ તેના દોરા કરેછે. આ તાતણા બહુજ ઝીણા કરવા પડેછે. તે પવનથી ન તૂટે માટે એ કામ ભોય નીચે ભડકમા બનાવવામા આવેછે વળી આ કામ તનદુરસ્તીને નુકસાનકારક છે, તેથી કાતનારી બાઇઓને ઘણો ભારે રોજ આપવામા આવેછે. એ દોરાની કીમત સોના બરાબર થાયછે એક રતલ દોરાની કીમત કદી કદી પંદરસેં રૂપિયા સુધી થાયછે ! કેટલાક બૈરા તેના તરેહ તરેહનાં ફૂલ બનાવેછે. તેને બીજા બૈરા દોરાની જાળી કરી તે વતી જોડી દેછે તેનુ નામ લેસ આ કામ એવુ તો બારીક હોયછે કે તે નરી આખે તો દેખાય નહીં, માટે તે જોવાને કાચ વાપરવા પડેછે. એવી એક ઝીણી લેસ બનાવતાને કેટલાક વરસ લાગેછે, તેથી તેની કીમત ઘણી પડેછે રાજાની રાણીઓ અને મોટા ઘરની બાઇઓ એ લેસ પરણતી વખત અથવા મોટે અવસરે પહેરેછે થોડાએક વરસ ઉપર બ્રસેલ્સમા એક શાહજાદીના લગ્ન થયા, તે વેળા તેના પરણતી વખતના પોશાકમા આ લેસ વાપરી હતી. તેના દર ગજે બે હજાર રૂપિયા બેઠા હતા. એ લેસ આશરે દશ ગજ આગળ પહોળી હતી.

બ્રસેલ્સમા એક ફૂઆરો છે તેના ઉપર પીતળનું એક પૂતળુ છે. તે છોકરાના આકારે છે. તેના ઉપર એક નોકર રાખવામા આવ્યો છે, તે વાર તહેવારે તેને મારા સારાં કપડા પહેરાવેછે. એ ચિત્ર ઉપર લોકોનો એટલો બધો ભાવ છે કે, તેઓ તેના નામપર

પૈસા આપેછે અને તે ભંડોળમાંથી નોકરનો ખર્ચ ભલી રીતે ચાલ્યો જાયછે. એ ચિત્રને કાંઈ ખાવા પીવાનું જોઈતું નથી, તેથી એ નાણું ભેગું થાયછે, તેમાંથી તેને પહેરાવવાને કપડાં લેવામાં અને નોકર રાખવામાં તે ખરચાયછે. ઘણા રાજાઓએ એના આગળ ભેટ ધરી છે. એકે તો એને લશ્કરી સિપાઈનો બધો પોશાક પૂરો પાડ્યો હતો.

બ્રસેલ્સથી પાંચેક ગાઉ ઉપર વૉટર્લૂની લડાઈનું મેદાન છે. એ ઠેકાણે નેપોલિયન બોનાપાર્ટ પોતાની મોટી છેલ્લી *લડાઈ લડી ચૂક્યો. એ જગા ઉપર હવે એક ઉંચો ચોતરો કરવામાં આવ્યો છે. તેના ઉપર એ લડાઈની યાદગીરીમાં પંચધાતુનો એક સિંહ મૂક્યો છે.

---

## આંટ્વર્પ.

જો કોઈ બેલ્જિયમ દેશમાં દાખલ થાય, તો આંટ્વર્પ ગામ પણ તેના જોવામાં આવે ખરૂં. એ બેલ્જિયમનું મુખ્ય બંદર છે. તેમાં એક શોભાયમાન મંદિર છે. તેમાં એક તસ્વીર છે. તે આખા જગતમાં વખણાય એવી છે. એ તસ્વીર રૂબેન્સ નામના એક નામાંકિત ચીતારાએ બનાવેલી છે. આખા યૂરપમાં પ્રથમ વર્તમાનપત્ર[૧] એ શહેરમાંથી છપાઈને બહાર પડ્યું.

મેક્લિન અથવા મેલિન્સ તેની ફીતની બનાવટને માટે પ્રખ્યાત છે. એમાં એક દેવળ છે, તેવું ઉંચું દેવળ આખા યૂરપમાં નથી.

---

* ઈ. સ. ૧૮૧૫. ૧ ઈ. સ. ૧૬૦૫.

## ડેન્માર્ક.

આ દેશની ત્રણે દિશાએ દરિયો ફરી વળ્યો છે; માત્ર દક્ષિણ દિશાએજ જમીન છે. એ ઠેકાણે તેને જર્મન સહેનશાહતનો સીમાડો લાગેલો છે, વારુ છોકરાં, તમને એક વાત પુછું ? જે જમીનની ચોતર્ફ ફરતું પાણી હોય, તે જમીનને શું કહીએ ? એક છોકરાએ કહ્યું, હા જી, એ તો હું જાણુંછું. હું એક વાર દ્વારકાની જાત્રાએ મારાં માબાપ સાથે ગયો હતો, તે વળાએ દ્વારકાની જાત્રા કરીને પછી બેટ ગયાં હતાં. તેને બધે ફરતું પાણી હતું; તેથી તેનું નામ બેટ કહેવાયછે, એમ મારા બાપાએ મને કહ્યું હતું. હા, ખરૂં કહ્યું. એને બેટ અથવા દ્વીપ કહેછે. ત્યારે હવે આ દેશ ઘણોખરો બેટ જેવો છે, કેમકે એની ત્રણ બાજુએ સમુદ્ર છે, અને ફક્ત એકજ દિશામાં પગ-રસ્તો છે, ત્યારે તે ઘણોખરો બેટ એટલે દ્વીપકલ્પ કહેવાય. આપણો કાઠિવાવાડ પણ એવીજ રીતે દ્વીપકલ્પ છે.

એ દેશની ભાષા ઘણીખરી અંગરેજીને મળતી છે. એ દેશના રહેવાસી ડેન લોકો કહેવાયછે. તેઓ આગળના વખતમાં ઈંગ્લાંડમાં ઘણી વાર આવતા; અને તેવામાં એ લોકોના ઘણા શબ્દો ઈંગ્લાંડમાં વપરાવા લાગ્યા. વળી ડેન લોકો વલંદા લોકોની પેઠે પાકા હૈયાના અને ધીરજવાળા છે; પણ તેમની પેઠે તેઓ ઉદ્યોગી અને પૈસા પેદા કરવામાં અને સંચવામાં બહાર પડતા નથી.

ડેન્માર્ક સપાટ દેશ છે, પણ તે હૉલાંડ જેવો સપાટ કે શરદ દેશ નથી. એ દેશમાં તમે મુસાફરી કરો, તો ઘણા નીચા નીચા ડુંગરા અને ઝાડની ઘટા તમારી વાટમાં આવશે. તેમાં બુલબુલ પક્ષિ બહુજ મધુર સ્વરથી ગાતું તમે સાંભળશો, અને ગુલાબના છોડ અહીંતહીં ખીલી રહેલા તમારા જોવામાં આવશે.

ડેન્માર્કમાં નાના નાના વોકળા અથવા ઝરા ઘણા છે, પણ કોઈ એવા પહોળા નથી કે તેને આપણે નદીનું નામ આપી શકીએ. પણ એ દેશમાં નાનાં નાનાં સરોવર છે ખરાં. ડેન્માર્કમાં એક મોટા દ્વીપકલ્પ આવેલો છે, તેને જટલાંડ કહેછે; અને બીજા ઘણા બેટ છે; તેમની વચ્ચે વચ્ચે સામુદ્રધુની આવેલી હોયછે. મોટા મોટા ત્રણ બેટ છે, તેમનાં નામ ઝીલાંડ, લેલાંડ અને ફ્યૂનન. એ બેટોની

ચે જે સામુદ્રધુનીઓ આવી છે, તેમનાં નામ રમુજી છે. ફ્યૂનન
: જટલાંડની પાસે છે. એ બે જમીનની વચ્ચે પાણીની સાંકડી
ડી છે, તેને 'લિટ્લ બેલ્ટ' (નાના પટા) ની સામુદ્રધુની કહેછે.
યૂનન ને ઝીલાંડની વચ્ચે એક પહોળા પટાની સામુદ્રધુની છે.
ને 'ગ્રેટ બલ્ટ' (મોટા પટાની સામુદ્રધુની) કહેછે. વળી ઝીલાંડ અને
તરના સ્વીડન દેશની વચ્ચે એક બીજી સાંકડી સામુદ્રધુની આવી
, તેને 'સાઉંડ' એટલે સાંકડો સાગર કહેછે.

પ્રાણિઃ—એ દેશમાં ખડ ઘણું અને સારૂં કસદાર થાયછે.
ાં ગાયો બહુ સરસ થાયછે, અને ઘણી થાયછે. તે દૂધ પણ
ીઠું સાકર જેવું દે છે. કોઈ કોઈ ખેતર પાદરમાં તો બસેં બસેં
ાયો નજરે પડેછે; અને પનીરના હજારો કટકા જ્યાબંધ જાળવી
ાખવામાં આવેછે. દૂધ, દહીં, છાશ, વગેરે વેચનારીઓ તેમના
હેરવેશ ઉપરથી વર્તાઈ આવેછે. તેઓ આપણા દેશનાં કેટલાંક
ામડીઆ બૈરાંની પેઠે રાતા પીળા પટાવાળા કાળા રંગના ચણિયા
હેરે છે, અને પહોળી કોરવાળી પરાળની ટોપી માથે મૂકેછે, તેથી
ેમને સૂરજનો તડકો લાગતો નથી.

વળી ત્યાં ઘોડા પણ ઘણા સરસ થાયછે. ઘોડાગાડીના ઘો-
ડાઓને લાંબા પૂછડાં હોયછે, તે ઘણાં શોભાયમાન દેખાયછે.

---

## કોપન હેગન.

એ રાજધાનીનું શહેર છે. એ ઝીલાંડ બેટમાં છે. એ બેટ
ડેન્માર્કના બધા બેટ કરતા મોટો છે. કોપન હેગન દરિયા કાઠે છે.
તમે વહાણમાં બેસીને એની પાસે આવતા જાઓ, તો એની ફક્કડ
ઇમારતો જોઇને તમે છક થઈ ગયા વિના રહો નહીં. એના જેવી
એક ધાટી બાંધણીનું સુંદર શહેર આખા યૂરપમાં નથી; પણ એ
શહેરની જમીન સપાટ છે, તેથી એડિનબરોના ટેકરા ટેકરીવાળા
શહેરના જેવું ખૂબસુરત લાગતું નથી. તમને જો શાંત અને ચુપકી-
વાળું શહેર પસંદ હોય, તો તમને કોપન હેગન ગમે ખરૂં.

એ શહેરમાં રાજમહેલો બાંધેલા છે, તે એક બીજાની પાસે
પાસે છે. તેમાં રાજા અને તેનાં સગાવહાલાં રહેછે. વળી એ

શહેરમાં ઘણાં શોભાયમાન પુસ્તકાલય, ચિત્ર-સંગ્રહ અને સંગ્રહ સ્થાનો છે. તેમાં કેટલાંએક સુશોભિત બાવલાં ગોઠવેલાં છે. તે સાં પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી થોર્વૅલ્ડિસને બનાવેલાં છે.

કોપનહેગન પાસે એક મોટું કબરસ્તાન છે. ત્યાં જવા આવવાના રસ્તા પહોળા અને સીધા છે. એક એક કબર માટે એક એ નાનો ચોરસ ચોક છે. તેને ફરતી લોઢાની જાળી કરી લીધેલી હોય છે, અને વચમાં એક નાની ઘોર અથવા કબર હોયછે. તે ઘોર ઉપર આપણા તુળશીક્યારાની પેઠે એક છોડ રોપેલો હોયછે, અને ચોરસ ચોકના ચાર ખૂણામાં ફૂલઝાડ રોપેલાં હોયછે. છેવટે તેમ ફરવા હરવાના નાના નાના રસ્તા બનાવેલા હોયછે.

મરનારનાં સગાં વહાલાં વારંવાર અહીં આવીને, જાળીની અંદર એક લીલી ખુરશી હોયછે, તે ઉપર બેસેછે, ફૂલો સમારેછે અને નીચે કાંઈ નીંદણ કે કચરો હોય, તેને એક નાના ચાંચવા પાવડાથ કાઢી નાખેછે. નોકરો પોતાના જૂના ધણીઓની કબરોનાં દર્શન કરવાને ઘણી વાર આવેછે.

કોપન હેગનમાં એક દેખાવ ઘણો ખોટો લાગેછે. ગુનેહગાર કેદીઓ પાસે સરીઆમ રસ્તામાં કામ કરાવવામાં આવેછે. તેમના અંગ ઉપર અર્ધી કાળી અને અર્ધી ધોળી બંડીઓ પહેરાવેલી હોયછે, તેમના પગમાં લોઢાની બેડી નાખેલી હોયછે, અને કેદીઓના અકેક જથા ઉપર ભરેલી બંદૂક સાથે એક સિપાઈ ચોકી કરતો ઉભો રહેછે. આવી રીતે એ દુઃખી કંગાલ માણસોને કામ કરવું પડેછે, રસ્તા વાળવા પડેછે અને ભાર ઉપાડી લઈ જવો પડેછે. આવું જોઇને માણસોના દિલમાં દયા આવવી જોઇએ, અને ઇશ્વર આમને ગુનાહમાંથી બચાવે, એવી બંદગી કરવાનું તેમના મનમાં આવવુ જોઇએ.

પોશાકઃ—ગરીબ બાઈડીઓનો સાધારણ પહેરવેશ જોવા જાઓ તો વાદળી રંગનો ચણિયો અને લાલ રંગનો પછેડો; શીતની ટોપી અને મોટા સોનાનો કંઠિયો આપણી આજ પહેરવાનું આવે છે. બીઓ પણકરીને ઉંચે કદે અને તાજી રંગદાર દેખાયછે. બાર નાજુક, સુંદર ચહેરાવાળી હોયછે. કેટલાંક ઘરડાં બૈરાં તો,

જામખ જેવા ઘાટની ટોપી પહેરેછે. તે રેશમના એક સાદા પટા-
બનાવેલી હોયછે; તેથી બધા માથાના વાળ ઢંકાઈ જાયછે. તેને
પ્રે ફુળી હોયછે, અને ફરતી રીત કે ઝૂલ નથી; પણ પછ-
ડ બાંધવાના રીતના બે લાંબા છેડા લટકતા હોયછે. મરદો પ-
રંગે ગોરા હોયછે. તેઓ જલદીથી જાડા થઈ જાયછે. તેમને
ખ બહુ લાગેછે, અને ખાવે જબરા છે, તેથી જાડા થાય તેમાં
નવાઈ!

ચાલચલગતઃ—ડેન લોકો ઘણા સારા ગુણોથી ભરેલા છે;
ણ તેમને ઉજાણીઓ અને મોજ મઝા બહુજ વહાલી લાગેછે.
એટલું છતાં, એક વાતે તેઓ બહુ સારા છે, ઉત્તરના લોકો દારૂ
પીવાના ચડસીલા હોયછે, તેમ આ લોકો બહુ દારૂ પીતા નથી.
એક મુસાફર આ દેશમાં કેટલાક મહિના રહ્યો હતો. તે જ્યારે જ-
વા નીકળ્યો, ત્યારે બોલ્યો કે, આ મુલકમાં મેં રાત્રે કે દિવસે કો-
ઇ પણ વખત લુલો લંગડો કે અશક્ત અને લાચાર બની ગએલો
માણસ દીઠો નથી; તેમજ કોઈ ભીખારી કે દારૂ પીધેલ છાકટો
મારી નજરે પડ્યો નથી. આવી વાત જે દેશને માટે બોલાય, તેનાં
ધન્ય ભાગ્ય સમજવાં.

એ લોકો પ્રૉટેસ્ટંટ ધર્મ પાળેછે.

આ દેશમાં ગામે ગામમાં નિશાળ હોયછે. ડેન્માર્કમાં દરેક
શખ્સે વાંચતાં લખતાં શીખવુંજ જોઇએ, એવો કાયદો છે. એ
લોકો જેવી સારી રીતે શીખેછે, તેવી સારી રીતે બીજા કોઈ દેશ-
ના ભણતા નથી.

પણ એ દેશમાં ઘણા ભરવાડ લોકો હોયછે. તેમના છોકરા
આખો દિવસ નિશાળે રહી શકતા નથી. તેમનાં ઢેરાં બપોરે જંગ-
લમાં ચરતાં ફરેછે, અને આરામ લેછે, તે વખતે તેઓ આવીને
ભણી જાયછે.

—❧—